

અષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘમઘોર,
તેજી બાંધ્યા તરુવરે, મધુરા બોલે મોર.
મધુરા બોલે મોર કે મીઠા
ઘણમૂલાં સાજણ સપનામાં દીઠા
કે' તમાચી સુમરો, રીસાણી દેહને મનાવે મોર
અષાઢ વરસે એલીએ ગાજવીજ ઘમઘોર.

[illegible]ક : ઝવેરચંદ મેઘાણી

# ઋતુગીતો



સંપાદક : ઝવેરચંદ મેઘાણી

# નિવેદન

લોકસાહિત્ય અને ચારણી સાહિત્યને માત્ર રંજનની વસ્તુ ન રહેવા દેતાં અભ્યાસ–રસની નક્કર ભૂમિકા પર મૂકવાના હમેશાં યથાશક્તિ પ્રયત્નો થતા જ આવે છે.

'ઋતુગીતો' એ અભ્યાસને માર્ગે એક ડગલું આગળ માંડે છે. સાહિત્ય ક્ષેત્રમાં સર્વદેશીયત્વ અને વિવેકની વાટ દેખાડતા ઉભેલા શ્રી. રામનારાયણ પાઠક, વિજયરાય વૈદ્ય, રસિકલાલ પરીખ, ધૂમકેતુ, પરમાનંદ કાપડીઆ આદિ મિત્રોની સહાયનો લાભ ઉઠાવ્યો છે. તેઓનો હું ઋણી છું.

ચારણી ગીતો બદલ કવિરાજ પીંગળસીભાઇ, ઠારણભાઇ, દુલા ભગત વગેરેનો આભાર માનું છું. તેઓની સહાય છતાં કેટલેક ઠેકાણે સ્પષ્ટ અર્થ સમજાયા નથી.

સ્ત્રીઓનાં ઋતુગીતો રઢીઆળી રાત ભા. ૩ માં અલાયદાં મૂકાઇ ગયાં છે તેથી તેની પુનરુક્તિ અત્રે નથી કરી.

આવા જ પ્રકારની શુદ્ધ અભ્યાસદૃષ્ટિએ 'રણ–ગીતો' અને 'ગોપજનોની ગીતકથાઓ' નામે બે સંગ્રહો તૈયાર થાય છે.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
રાણપુર
૧૯૮૫ : આષાઢ : વદ : ૧૦

સંપાદક

# સાંકળિયું



વરસજે વરસજે હો મેહુલા ! દાદાજીને દેશ
જેઠ ને માડીનો જાયો હળ ખેડે.

ભીંજે ભીંજે હો બાંધવ મારા ! માથાનો પેચ
ભાભજનો ભીંજે રે ચૂડો વળી ચુંદડી

ભીંજે ભીંજે હો બાંધવ મારા ! રેશમીઆળી દોર,
ગીગો ને ભીંજે રે તારો પારણે



નીપજે નીપજે હો બાંધવ મારા ! ડોડાળી જુવાર,
તારે ને વાયોડાં સાચાં મોતી નીપજે !

# સુધારજો

| પાનું | લીટી | અશુદ્ધ | | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | છંદ દોમળીઆ | : | છંદ સારસી |
| ૩ | ૭ | 'કેક તારાં' | : | કે કતારાં |
| ૪ | ૧ | જાદ્રવ | : | જાદવ |
| ,, | ૩ | મુને | : | મને |
| ,, | ૧૫ | મન માવે મોહીએ | : | મન જાવે માળીએ |
| ,, | ૧૬ | શામ શેણે સંભરે | : | શામ શયણે સંભરે |
| ૬ | ૧૦ | પોપે જહેલા | : | પોપે પહેલા |
| ૭ | ૧૭ | શામ સુરંગા | : | શામ રંગા |
| ૨૨ | ૧ | વૈશાખે વદદળ | : | વૈશાખે વદ્દળ |
| ૩૨ | ૨૦ | બલીરાજાની વિધિ મુજબ | : | બલિરાજાના યજ્ઞ જેવો |
| ૬૪ | ૭ | બાવાજી રે દેશ | : | બાવાજીરે દેશ |

# પ્રવેશક

## ઋતુકાવ્યની પ્રાચીનતા

ઋતુ-સૌંદર્યનુ દર્શન અને તેમાંથી થતું ઋતુ-ગાનનુ સર્જન, એ આપણા દેશમાં આજકાલની વાત નથી, વેદકાલ જેટલી જૂની છે. વેદનુ સાહિત્ય તો સારૂં યે પ્રકૃતિનાં ગુણગાનથી છવાયું છે. એમાં ઋતુઓની રમ્યતા ઠેરઠેર અંકિત થઇ છે, અને ઋતુઓનો સીધો ઉલ્લેખ અથર્વ વેદ કા.-૧૨, સૂ. ૧ ની અંદર આ રીતે થયો છે :

"હે ભૂમિ ! તારી ઋતુઓ, ગ્રીષ્મ, વર્ષા, શરદ્, હેમંત, શિશિર, વસંત, વિહિત વર્ષો અને અહોરાત્રિ, હે પૃથ્વી ! અમને દુઝો." [પૃથ્વી સૂક્ત : શ્લોક ૩૬]

વેદમાં 'પર્જન્ય' અર્થાત્ જળદેવતાનું જે આવાહન છે, તે પણ heroic and devotional element-શૌર્ય અને ભક્તિના તત્ત્વથી ભરપૂર છે. વર્ષા ઋતુના મેઘને નિહાળી ઋષિઓએ બુલંદ સ્વરે સરિતાતટો ને વનજંગલો ગજાવ્યાં કે

"રથીની જેમ ચાબુક વડે અશ્વોને મારતો વર્ષા દૂતોને પ્રગટ કરે છે : દૂરથી સિંહની ગર્જના ઉંચી ચઢે છે-જ્યારે પર્જન્ય આકાશને વરસાદ વાળું કરે છે.

× × × ×

"પવનો વાય છે, વીજળીઓ પડે છે, ઔષધિઓ ઉંચી જાય છે, આકાશ પુષ્ટ થાય છે, સમગ્ર ભુવનને માટે અન્ન પેદા થાય છે—જ્યારે પર્જન્ય વીર્યથી પૃથ્વીનું રક્ષણ કરે છે." [ઋગ્વેદ મં. ૫ : સૂ. ૮૩]

એ વગેરે સૂક્તો વેદ સમયનાં લોકોની ઋતુસત્ત્વો પ્રતિની દૃષ્ટિ બતાવે છે.

તે પછી સંસ્કૃત સાહિત્યમાં શોધીએ તો કાલિદાસનાં મેઘદૂત અને ઋતુસંહાર તેમજ રઘુવંશના ૯મા સર્ગનું ઋતુવર્ણન: કુમારસંભવનો ત્રીજો સર્ગ : માઘના 'શિશુપાલ-વધ' કાવ્યમાં રૈવતક પહાડ પર કૃષ્ણચંદ્રે પડાવ નાખવાને સમયે એક સામટી છયે ઋતુએ ઉતરીને એમના સ્વાગત કર્યાનું વર્ણન: 'કિરાતાર્જુનીય'મા ચોથે સર્ગે શરદ્-વર્ણન : એ પ્રમાણે ઋતુ-ગાથાઓ આવે છે. એટલું જ નહિ પણ મહાકાવ્યમા તો ઋતુવર્ણન આવવું જ જોઇએ એવું ખાસ લક્ષણ શ્રી. દંડીએ 'કાવ્યાદર્શ' નામના એક અલંકારશાસ્ત્રના ગ્રંથમા (પરિચ્છેદ ૧ : શ્લોક ૧૬) આપેલ છે.

## લોકો અને ઋતુરસ

લોકજીવનની અંદર ઋતુ-મહિમા અનેક તહેવારો, ઉત્સવો, વ્રતો અને રીવાજોના રૂપમાં ગુંથાઇ ગયા હતા. ગ્રામ્ય જનોના નાના નાના બાલકો પણ પોષી પૂનમ, મોળાકત આદિ વ્રતો રહીને ઋતુઓ સાથેનો સમાગમ જોડતા હતા. મોટી વયના લોકો પણ હોળીના ઉત્સવ દ્વારા વસંત ઋતુને, જન્માષ્ટમી દ્વારા વર્ષાને, દીવાળી દ્વારા શરદ્‌ને અને ખીસર (મકરસંક્રાંતિ) દ્વારા શિશિરને યાદ કરતા તેમ જ ઉજવતા. શરદ્ પૂર્ણિમાની રાતને, એટલે કે વર્ષભરની ઉજ્જવળમા ઉજ્જવળ રાતને તેઓ કૌમુદીમાં બેસી દૂધપૌઆ જમી ઉજવતાં, નેવાં પર સાકરની થાળી મૂકી આખી રાત એમા ચંદ્રકિરણોના અમૃત ઝીલતાં. એ રીતે ઘણાઘણા લોક-તહેવારો ઋતુના પરિવર્તનને અનુરૂપ બનાવી લેવામા આવતા અને ઋતુ-રસનું પાન આખો લોકસમૂહ પોતાની એવી જાડી રીતિએ કરતો હતો. એનું ખુદ જીવન જ કા તો ખેડુ-જીવન અથવા તો ગોપ-જીવન હોવાથી ઋતુઓનો દિનપ્રતિદિનનો પરિચય તો એને પોતાનાં ધાન્ય તેમ જ પશુની રક્ષાને કારણે અનિવાર્ય રીતે આવશ્યક હતો. એના લગ્નોત્સવો, ધર્મોત્સવો વગેરે ઘણાખરાં ઋતુની અનુકૂલતા પર મુકરર થયા હતા.

જીવનમાં ઋતુઓના રંગો ને રસો જ્યાં આટલા ઓતપ્રોત બની વહેતા હોય ત્યા ઋતુ-કાવ્યના અંકુરો ફુટયા વિના રહી જ કેમ શકે? થોડું ધાર્મિક, થોડુંક સામાજીક અને થોડુંક કેવલક રમતભર્યું, એવું પોષી પૂનમનું નાનકડું વ્રત કરતાં કરતાં જ કોણ જાણે કયારથી નાની કન્યા ગુંજવા લાગી હશે કે

પોષ મહિનાની પૂનમે રે<br>
અગાસે રાંધ્યાં અન્ન વાલા !

જમશે માની દીકરી રે
પીરસે એનીનો વીર વાલ્રા !

[ કંકાવટી પા. ૧ ]

અથવા આષાઢ–શ્રાવણના મેહુલાને સંબોધી ઠપકો આપવા લાગે છેઃ

આ શી તમારી ટેવ રે હો મેઘરાજા !
પેલી વીજળી રીસાઇ જાય છે
પેલી બાજરી સૂકાઇ જાય છે
પેલી જારોનાં મૂલ જાય છે
હો મેઘરાજા !

[ અપ્રકટ કંકાવટી ભા. ૨ ]

## ઋતુગીતોના પ્રકારો

તે પછી જો આપણે આખું ગ્રામ્ય સાહિત્ય ફોળતા જઈએ તો ઋતુઓના રસપાનનાં આટલા પ્રકારનાં જૂજવાં કાવ્યો આપણને જડી આવશે :

૧. ગોપજનોને અથવા ખેતરોમાં કામતાં શ્રમજીવીઓને લલકારવાના ઋતુને લગતા દોહા–સોરઠા : એ દોહા–સોરઠા કાં તો છુટાછવાયા, પ્રાસ્તાવિક જ હોય. જેમ કે

અષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘમઘોર,
તેજી બાંધ્યા તરૂવરે, મધરા બોલે મોર.

મધરા બોલે મોર તે મીઠા
ઘણમૂલ્લાં સાજણ સપનામાં દીઠાં;

કે’ તમાચી સુમરો, રીસાણી ઢેલને મનાવે મોર
આષાઢ વરસે એલીએ ગાજવીજ ઘમઘોર.

અથવા કોઇ લોકકથા માંહેલા હોય : જેમકે મેહ–ઉજળીના બાર માસીના દોહા :

ફાગણ મહિને ફુલ, લાગે અત સોહામણાં,
(એનાં) મોઘાં કરવા મૂલ વળી આવો વેણુધણી !

૨. સ્ત્રીઓને ગાવાનાં ગરબા–ગીતો : એમાં પણ કોઇ અમુક એકાદ ઋતુની ઊર્મિને પ્રગટ કરતું છુટક ગીત હોય: જેવું કે

કાળી કાળી વાદળીમાં વીજળી ઝબૂકે !
મેહુલો કરે ઘનઘોર,
જેને કળાયલ બોલે છે મોર!
જેને નીમાળેલ બોલે છે મોર!

અથવા તો બારે માસની ઊર્મિઓને એક જ દોરે પરોવીને ગવાતા 'મહિના' હોય : સીતાજીના મહિના, રાધાજીના મહિના તેમજ સર્વસામાન્યને લાગુ પડતા 'મહિના' : જેવાં કે

વાલા ! માગશરે મથુરા ભણી રે,
મારે કરમે આ કુબજા કયાં મળી રે !

વાલા ! પોષે સુકાણી હું તો શોષમાં રે,
તે દિ'ની ફરૂં છું ઘણા રોષમાં રે.

[ રઢિયાળી રાત ભા. ૩ : ગીત ૬૧ ]

૩. ચારણી ઋતુગીતો : એટલે કે ચારણ, રાવળ, મોતીસર કે મીર આદિ કોઇ પણ યાચક અને આશ્રિત સમુદાયના માણસે ડીંગળી ભાષામાં રચેલાં ઝડઝમકિયા કાવ્યો. એના પણ નોખા પ્રકાર :

(૧) રાધા–કાનના બારમાસા.

(૨) મિત્ર અથવા આશ્રયદાતાના મૃત્યુ–વિયોગના મરશિયા.

(૩) કેવલ સભારંજનનાં સીધાં ઋતુ–વર્ણનો.

એ તમામનાં દૃષ્ટાંતો આગળ આવશે.

## વિરહના સૂર

સ્ત્રીઓને ગાવાના 'મહિના' ઇત્યાદિ ઘણાંખરાં ઋતુગીતોમાં વિયોગ જ ગવાયો છે. મિલનના આનંદ ઓછા જ ઉતર્યા છે. પ્રણય–આમોદનું આવું કોઈ રડયુંખડયું અને સાફ સીધું ગીતઃ

જોડે રે'જો રાજ !
કીયા રે ભાઇની ગોરી રે હો કેવી વહુ !
જોડે રે'જો રાજ !

જોડે નહિ રહું રાજ !
શિયાળાની ટાઢ પડે ને
જોડે નહિ રહું રાજ !

જોડે રે'જો રાજ !
ફુલની પછેડીઓ સાથે રે હો લાડવે
જોડે રે'જો રાજ !

ઉનાળાના તાપ પડે ને
જોડે નહિ રહું રાજ !

ફુલના વીંઝણા સાથે રે હો લાડવે
જોડે રે'જો રાજ !

* * *

મોતીના મોડિયા સાથે રે હો લાડવે
જોડે રે'જો રાજ !

[ ર. શ. ભા. ૨: ગીત ૮૬ ]

આવું એક જ રડ્યું ખડ્યું ગીત ગુજરાતની ચરોતર બાજુએથી શોધી શકાય છે. અથવા તો

કાળી કાળી વાદળીમાં વીજળી ઝબૂકે
મેહુલો કરે ઘનઘોર !
જો ને કળાયલ બોલે છે મોર !
જો ને નિમાળેલ બોલે છે મોર !

એવાં વિરલાં ગીતો સિવાયનાં સર્વ ગીતો, પછી તે

ઝીણા ઝરમર વરસે મેઘ ભીંજે મારી ચુંદડલી !
એવા નંદકુંવરના નેહ ભીંજે મારી ચુંદડલી !

એવાં શૃંગાર–ગીત હો, અથવા

આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે,
ઝીણા ઝરમર વરસે મેહ
ગુલાબી નહિ જાવા દઉં ચાકરી રે !

[ર. રા. ૩ : ગીત ૬૮]

એવાં કરુણાર્દ્ર આક્રંદો હો; અથવા

વા વાયા ને વાદળ ઉમટ્યાં,
મધ દરિયે ડૂલેરાં વા'ણુ, મોરલી વાગે છે.
* * *
છેલ છોગાળો હોય તો મૂલવે,
ડોલરિયો દરિયાપાર, મોરલી વાગે છે.

[ર. રા. ર : ગીત ૫૬]

એવા 'ડોલરિયા' સ્વજનની વાટ–પ્રતીક્ષાના સ્વર હો; અથવા

કુંજલડી રે સંદેશો અમારો
જઈ વાલમને કહેજો રે !

[ર. રા. ર : ગીત ૫૩]

એવાં છુટાંછવાયાં સંદેશ–ગીતો હો; કે પછી લાંબા 'મહિના' હો; તે બધાંનો રસ વિયોગની વેદનામાંથી નીપજે છે. એ જ રીતે ચારણી 'બારમાસા' ગીત–છંદો પણ કાં તો 'કાન–રાધા'ના નામના વિયોગ ગવરાવે છે અથવા તો મુવેલા સ્નેહીના નામ પર મરસિયા ઠલવે છે. એથી યે આગળ ચાલીને સાચા લોકરંગે રંગાએલા કોઈ આધુનિકોનાં ઋતુગીતો તપાસીશું તો ત્યાં પણ વિયોગ જ ગવાયા જણાશે. જેમ કે કવિ ન્હાનાલાલનો

આવ્યો આષાઢ ગાઢ આભલાં છવાયાં,
આંસુડે ચીર સૌ ભીંજાયાં સુહાગી દેર !
એવાં શાં આળ રાજ માથા ઉતારી !

[નાના નાના રાસ : ૧]

એ અષાઢી રાસ : અથવા એમનો

મો'રી મો'રી આંબલિયા કેરી ડાળ રે,
એ રત આવી ને રાજ! આવજો!

*　　　*　　　*

ઉભી ઉભી નિરખું છું વાટ, અલબેલા રે!
એ રત આવી ને રાજ! આવજો!

[ નાના નાના રાસ : ૧ ]

એ વસંત-રાસ : આ બન્નેમાં જુદાઈ બોલી રહી છે.

આ કરુણ ભાવ તરફ ઢળવાનાં કારણો બે છે: પ્રથમ તો સૌરાષ્ટ્ર દેશની સાડા ત્રણ બાજુએ સાગર વીંટાયો હોવાથી પુષ્કળ વહાણવટાં અને વાણિજ્યનાં સાહસ ખેડવાની પ્રબલ જનપ્રકૃતિ: એ પ્રકૃતિને વશ બની વેપારીઓ અને વહાણવટીઓ હજારોની સંખ્યામાં દરિયાપાર ચાલ્યા જતા અને છેક જંગબાર, જાવા અને ચીન સુધી પહોંચી જઈ કૈક વર્ષે પાછા વળતા. બીજી મુખ્ય વસ્તી આંહી માલધારી ગોપજનોની હતી. તેઓ આ સુકી ભૂમિમાં ચારાપાણીની અછતને કારણે છેક માળવા સુધી વર્ષોવર્ષ વાંઢય લઇ ઉતરી જતા તે મે પડીને ચરણુ ઉગ્યાનાં સંદેશ મળ્યા પછી જ પાછા ઘર તરફ વળતા. ત્રીજી મોટી લોકસંખ્યા તે તલવારધારી કાઠી રજપૂતો વગેરે શૂરવીર વર્ણોની હોઇ તેઓનું પણ લશ્કરી ચાકરીએ ઘણી વાર છેક દિલ્હી સુધી, ઓરેરું અમદાવાદ સુધી અથવા કચ્છ સિંધ તરફ ધાંડાં ધીંગાણાંને કારણે ચાલ્યા જવું થતું. એ પુરુષવર્ગના પરદેશાટનના કાળમાં સ્ત્રીઓ ઘેરે એકલ જીવન ગાળતી અને ભરથારોના વિજોગની આપદા અનુભવી અનુભવી પોતાની રાત્રિદિવસની ચિંતાઓને કવિતામાં વહાવતી અથવા કોઈ અન્ય કવિને એ રચનાનો વિષય પૂરો પાડતી. આખું વાતાવરણ આ પતિપત્નીની અચોક્કસ જુદાઇના અનેક અવ્યક્ત ને સબલ ભાવોથી છવાઇ જતું. વણજારા પોઠો લઇને ઉપડતા, સોદાગરો ઘોડાં હાંકી નીકળી પડતા, અને નવપરિણિત વધુઓ પણ ગઈ દીવાળીએ આણું વળી પીયર જતી તે છેક સામી દીવાળીએ પતિના સંયોગ પામી શકતી. દેશાટને, ધીંગાણે અને ચાકરીએ વિચરનારા પુરુષો તો જીવતા પાછા વળવાની પણ ખાત્રી નહોતી. એટલે એક બાજુ આ કરુણ મનોદશા તૈયાર હતી, ને બીજી બાજુ ઋતુએ ઋતુની રૂપ રસ ગંધ સ્પર્શ ને શ્રવણ વાળી પંચવિધ ખિલાવટ એટલી સબલ, સુંદર, મીઠી અને

સુખાવહ થતી હતી કે એ સુખમાં ભાગ ન લઈ શકનાર જીવન-સાથી વધુ તીવ્રતાપૂર્વક સાંભરી આવતો.

આ સ્થાનિક વાતાવરણને અનુકૂલ બની જાય તેવું કાવ્ય-કલેવર પણ તૈયાર હતું—ને તે હતું રાધાકૃષ્ણની વિરહવેદના વહતું 'બારમાસી'નું ગાન. એ ગીતો રચવા ગાવાની તો રૂઢી'જ ચાલી આવતી હતી અને 'રાધાજીના મહિના'નો રૂઢીપ્રચાર આખા ભરતખંડમાં થએલો હતો. એ રૂઢીને વશ બની જૈન સાધુકવિઓએ 'નેમી-રાજુલ' નામનાં પોતાનાં પુરાણનાં બે પાત્રોનો વિચ્છેદ પણ "મહિના"ના રૂપમાં રચ્યો, સીતાજીના પણ મહિના રચાયા, અને પછી તો સામાન્ય વર્ગની ઊર્મિઓ વહેવા માટે પણ એ જ ખોળિયું બંધબેસતું બની ગયું.

## વર્ષાઋતુનું પ્રાધાન્ય

ત્રણે ઋતુમાં વધુ તીવ્રતા પ્રગટાવી છે વરસાદની ઋતુએ: શું દોહામાં, શું છુટાંછવાયાં ગરબા-ગીતોમાં, શું બાલ-જોડકણાંમાં કે શું ચારણી કાવ્યોમાં, ચોમાસાના સંબોધન-સૂર સવિશેષ વેધક છે. દોહાના ક્ષેત્રમાં જોઇશું તો ઉનાળાશિયાળાનાં ઉલ્લેખ ભાગ્યે જ હાથ આવશે. પરંતુ ચાતુર્માસ તો ઠેકાણે ઠેકાણે

ડુંગરડા હરિયા હુવા, ચાવો લગ્યો ચકોર
તે રત ત્રણ જણ સંચરે, ચાકર માગણ ને ચોર

* * *

કોટે મોર કણુકીઆ, વાદળ ચમકી વીજ,
રુદાને રાણો સંભર્યો, આઇ અષાઢી બીજ.

એમ રાણા-કુંવરની કથામાં [રસધારઃ ધારા ૫ : પા. ૧૫૬] જડશે. પછી

ઉત્તર શેડયું કઢિયું, ડુંગર ડમ્મરિયા,
હૈડો તલકે મચ્છ જીં, સજણ સંભરિયાં.

એ રીતે હોથલ-ઓઢાની કથામાં [રસધારઃ ૪ : પા. ૭૬] સ્વજન-સ્મરણ જગાવે છે: એ જ પ્રમાણે

વરસ વળ્યાં વાદળ વળ્યાં, ધરતી લીલાણી
એક વીજાણંદને કારણે, શેણી સુકાણી.

એ રોણી-બીનાણુંદની કથામાં પણ [ રસધાર: ધારા ૫ ] ફરી મિલનની વાટ જોવાનો સમય વર્ષારંભે જ પસંદ થયો છે. એવા એવા નિર્મલ અને ઉન્નત પ્રસંગોની સાથે વળી કોઈ કોઇ વાર

વિજળી તું નિરલજ થઇ, મેવલા તું ય ન લાજ,
મારો ઠાકર ઘર નહિ, મધરો મધરો ગાજ!

આવાં પ્રાસંગિક શૃંગાર-સંબોધનો પણ વર્ષાની જ અસર વ્યક્ત કરે છે. 'મહિના'નાં ગ્રામગીતોમાં પણ સહુથી વધુ જોરદાર પંક્તિઓ ચાતુર્માસની જ હોય છે:

આષાઢે અંદ્ર ઘણા વરસે,
નદી નાળાં છલોછલ ઉભરશે.
વા'લો મારો કેમ કરી ઉતરશે!
આવો હરિ રાસ રમો વાલા!

[ રઢીયાળી રાત: ૩ : ગીત ૬૪ ]

અથવા

ભાદરવો ભલ ગાજિયો ને ગાજ્યા વરસે મેહ
હું રે ભીંજાઉં ઘરઆંગણે ને મારા પિયુ ભીંજાય પરદેશ
કે આણાં મોકલને મોરાર!

[ ર. રા. ૩: ગીત ૬૭ ]

એવી ટૂંકો આપણને બીજી ઋતુઓનાં વર્ણનમાં ભાગ્યે જ સાંપડશે. ચારણી ભાષાના મરશિયા પણ ઘણે ભાગે અષાઢ માસથી જ આરંભાય છે. આમ ઋતુગીતોના લોક-સાહિત્યમાં ચોમાસું અગ્રપદે હોવાનું કારણ શું?

થોડુંક કારણ સૌરાષ્ટ્રની ભૌગોલિક સ્થિતિમાંથી જડે છે. સૌરાષ્ટ્ર દેશ કાશ્મીર અથવા બંગાળ શો હરિયાળો ને નીરભર્યો નથી. આંહી અખંડ વ્હેનવાળી મોટી નદીઓ નથી, કુંજનિકુંજો નથી, હિલોળા મારતાં સરોવરો નથી. આ તો પાંખાં પાંખાં ઝાડપાંદ અને આછાં આછાં ઘાસચારાની પહાડી ભોમ છે. આંહી વસંતે કોળનારી ને નવ-પલ્લવિત બનનારી વનશ્રી નથી. ગ્રીષ્મમાં શીળા મધુરા વાયરા ઢોળનારી લકુંબ ઝકુંબ વનસ્પતિ કોઇ કોઇ સ્થળ સિવાય ક્યાં યે નથી. ઉલટા

ઊંચા નિર્જળા ડુંગરા તપે અને સપાટ મેદાનો ઉપર ઝાંઝવાં સળગે-ભૂમિ વસવા લાયક બને છે કેવળ ચાતુર્માસમાં. ચોમાસું સૌંદર્ય અને સંપતિ બન્ને નીપજાવે. ગોવાળીઆનાં ગૌચરણ ને ખેડુતોનાં કણ ચોમાસે જ નીપજે. ખેતરોના ને ડુંગરાના વન-કિલ્લોલ ચોમાસે જ જામે. બપૈયા ને મોરલાની પણ મઝા વર્ષામાં જામી પડે. પ્રવાસીઓ આશાભર્યા પાછા પણ ચોમાસામાં જ વળે. મેળા, તહેવારો, ઉત્સવો વગેરે પણ ત્યારે જ અનુકૂલ બને. ગરીબ શ્રમજીવીઓને તેમ જ ખેડુતોને શાહુકારો અનાજ પણ ચોમાસું જોઇને જ ધીરે. આકાશના રંગો પણ ચોમાસે જ અલૌકિક શોભાના સાથીઆ પૂરે. અને પહાડી મુલ્કના સંગ્રામપ્રેમી નિવાસીઓને તો આ વાદળાની ધુમાધુમ, કડાકા, ગર્જના, વિજળીના સબકારા, પાણીના પ્રચંડ પછડાટા ને નદીઓનાં ધસમસતાં પૂર ઇત્યાદિ થકી કોઇ યુદ્ધલીલાની જમાવટ કરતી આ વર્ષા જ વધુ વ્હાલી થઇ પડે એ યથાર્થ છે. માટે જ વર્ષાના સૂર પ્રબલ અને પ્રમત્ત વાણીમા નીતર્યા છે.

પરંતુ કેવળ સૌરાષ્ટ્રના સાહિત્યમાં અથવા લોકસાહિત્યમાં જ વર્ષાઋતુ અગ્રપદે દીપે છે એમ નથી. આખા યે ભારતવર્ષની એ ખાસીઅત છે. કારણ એ છે કે શરદ, હેમન્ત, શિશિર અને ગ્રીષ્મ જેવી અન્ય ઋતુઓ તો કશા મહાન પરિવર્તન વિના એકબીજાની અંદર શાંતિથી સરી જાય છે, જ્યારે વર્ષાઋતુ તો પ્રચંડ પરિવર્તનની ઋતુ છે. એનું આગમન કોઇ દિગ્વિજયી રાજેન્દ્રના આગમન સરીખું છે. ઘડીમાં સોનેરી તડકે તપતો તેજોમય ઉઘાડ, તો ઘડીમાં કાળો ઘોર અંધાડમ્બર : ઘડીમાં સુકી ધરતી, તો ઘડી પછી ધોધમાર વ્હેતા પાણી : નિષ્કલંક નીલ આકાશના અંતઃકરણ પર ઓચીંતી વાદળીઓ અને વીજળીઓનો ઉન્મત્ત ઝાકઝમાળ નાટારંભ : મૃગજળે સળગતાં મેદાનો પર વળતી જ પ્રભાતે રેશમ સમાં તરણાંની લીલી લીલી તૃણ-ચુંદડીનું આચ્છાદન: એ સર્વે દશ્યો વર્ષાને મહાન પરિવર્તનની ઋતુ બનાવે છે. અન્ય ઋતુઓને એક જ જાતની સાંગોપાંગ સંપત્તિ—કાં ટાઢ ને કાં તાપ; પણ વર્ષા તો સૌમ્ય તેમજ રૌદ્ર બન્ને સ્વરૂપે શોભીતી : ક્યાંઇક મરક મરક મુખ મલકાવતી તો ક્યાંઇક ખડખડ હસતી : ક્યાંઇક જંપીને વિચાર-મગ્ન બેઠેલી તો ક્યાંઇક ચીસો ને પછાડા મારી :વિલાપ કરતી : ક્યાંઇક મેઘધનુષ્યના દુપટ્ટા ઝુલાવતી તો ક્યાંઇક કાળાં ઘન-ઓઢણાંના ચીરેચીરા કરીને પવનમાં ફરકાવતી : આ બધું આપણા દેહપ્રાણને હલમલાવી નાખે આપણા ને ભીતરમાં પોતાની મસ્તીના પડઘા જગાવે. એના

આઘાત અગોચર ન રહી શકે. વસંતની રાતી કુંપળો તો કોઈ ઝીણી નજરે જોનારો જ જોઈ શકે; ઉનાળાનો તાપ એક જ સરખો અને નિઃશબ્દે નિરંતર વરસ્યા કરે; શિયાળાની શીત પણ મુંગી ને ઊર્મિહીન કો' સાધ્વી શી સૂસવે; વર્ષાનું સ્વરૂપ એવું નથી. એ તો જોનાર કે ન જોનાર સર્વને હચમચાવી મુકે. માટે જ સંસ્કૃત સાહિત્યમાં પણ 'મેઘદૂત' જેવું કાવ્ય 'આષાઢસ્ય પ્રથમ દિવસે'થી મંડાયું છે. અલકાપુરીનો પ્રિયા-વિયોગી યક્ષ અન્ય ઋતુઓ તો ખાસ કશી અસર વિના વટાવી ગયો, પરંતુ આષાઢના પ્રથમ દિવસે પ્રકૃતિનું જે સંક્ષુબ્ધ સ્વરૂપ એણે નિહાળ્યું, તેણે એના અંતરમાં ઘરનાં સ્મરણો જગાવ્યાં, ઊર્મિનું ઉદ્દીપન કર્યું ને કાવ્ય ખળખળાવ્યું. સૌરાષ્ટ્રમાં એ ખળખળાટ વધુ વેગીલો અને વધુ મસ્ત હોય તો તેનું કારણ છે સોરઠી પ્રજાની આવેશ-ભરી, કલ્પનાભરી ને કાવ્યરસભરી પ્રકૃતિ. આંહી તો કનડાના ડુંગર પર ઓઢાની સંગે હોથલ સમી રસિકા સ્ત્રી હતી ને બે કિશોર બાળકો હતા, છતાં યે ઓઢો 'ઉત્તર શેડ્યું કઢિયું' નિહાળીને પોતાનું વતન કચ્છ સાંભરતાં રડ્યો હતો—એટલું બધું રડ્યો હતો કે

'છીપર ભીંજાણી છક હુવો, ત્રંબક હુઈ વ્યાં નેણ.

એ શિલા આખી આંસુડે ભીંજાઈ ગઈ, ને નયનો ત્રાંબાવરણાં બની ગયાં. વતનમાં ગયા વગર પોતે ન જ રહી શક્યો. એટલું આ ભૂમિનાં લોકો પર વર્ષાનું પ્રાબલ્ય હતું.

## ચારણી કાવ્યોની સામગ્રી

આ સંગ્રહમાં સંઘરેલાં આઠ લાંબાં ચારણી ઋતુગીતો અતિ પ્રાચીન નથી, માત્ર છેલ્લાં બસો વર્ષ લગભગમાં નીપજેલી જૂનામાં જૂનીથી માંડી છેક જ આધુનિક ગણાય તેવી વાનગીઓ આ આઠની અંદર સમાઈ જાય છે. એટલે ઉત્પત્તિના સમયની દૃષ્ટિએ અતિ પુરાતન ન હોવા છતાં રચના-શૈલી અથવા ભાષા-બંધારણ ને ભાવ-ગુંથણીની દૃષ્ટિએ આમાંનાં ઘણાં ગીત નિઃશંક પ્રાચીનતાનું પ્રતિનિધિત્વ કરી શકે તેવાં છે. 'સજળ સાંગણ સંભરે' (પા. ૪૩) એ છંદને આપણે પુરાતન કાવ્યોમાં લેખી શકીએ. કવિશ્રી પીંગળશી ભાઈનો 'ગોકુળ આવો ગિરધારી' એ સમયને તેમજ સમયની અસરોને હિસાબે નવીન છે. બીજા બારોટનું 'ઋતુ-શોભા' (પૃષ્ઠ ૫૪) નામે ઓળખાતું ગીત, સમયની દૃષ્ટિએ પચાસ વર્ષની અંદરનું હોવા છતાં આખું રાગ ઢાંગીપાનું

જાળવી રાખતું હોઇ તદ્દન આધુનિક નથી. એટલે આ હિસાબે આઠે ગીતોના ઝુમખાને ચારણી ઋતુવાણીના પ્રતિનિધિ સ્વરૂપે સ્વીકારી લઇ આપણે એમાંથી તરી આવતાં તત્ત્વોને ચારણી કાવ્યનાં સાચાં પ્રતિનિધિ લક્ષણો તરીકે ઓળખાવી શકીએ.

એમાં વિષયો કયા કયા ગુંથાયા છે? એમાં વિરહ-કાવ્યનું તો કેવળ કલેવર જ વપરાયું છે, બાકી એ વિરહના ઉછાળા મારતી આત્મલક્ષી કવિતા છે જ નહિ. એ તો છે વર્ણનાત્મક, અથવા ઋતુ-સુખની ઊર્મિઓ પ્રેરનારી કવિતા છે. હું તો એને Descriptive poetry (વર્ણનાત્મક કવિતા) જ કહીશ. પ્રધાનભાવે એમા ઊર્મિનું તત્ત્વ પણ નથી. ચારણો વ્યવહાર-કુશલ કવિઓ હતા. તેઓ કોઇ એક જ ભાવમાં આત્મ-નિમજ્જન નહોતા અનુભવતા. તેઓ કલાના સ-ભાન સૃજન તરફ વિશેષ ઢળતા. તેથી કરીને પોતાની ઋતુ-કવિતામાં તેઓએ કેટલી બાતનો સંભાર ભર્યો?

૧. પ્રકૃતિની શોભા: વાદળ, વનસ્પતિ, પશુપંખી, વગેરેની રમતો: રંગ રસ ગંધ શ્રવણ ને સ્પર્શની લીલાઓ.

૨. માનવીનાં સાજશણગારો, વારતહેવારો, વ્રતોત્સવો ને લગ્ન ઈત્યાદિ મંગલ પ્રસંગો દ્વારા પ્રકટ થતાં ઋતુ-પ્રભાવ અને ઋતુના ઉપભોગ.

૩. પશુઓ, મનુષ્યો વગેરેનાં શરીરો પર ઋતુ-પલટા થકી થતી સ્થૂલ અસરો.

૪. ભૌતિક જગતમાં થતા ફેરફારો.

આ ચારે તત્ત્વોને તેઓએ કાંઇ પદ્ધતિસર પકડીને કવિતામાં નિયમ તરીકે ગોઠવ્યાં નથી, પરંતુ જ્યાં જ્યાં જે જે સૂઝયું ત્યાં ત્યાં એ બધાની ગુંથણી એમણે કરી કાઢી છે. કોઈ મહિનાના વર્ણનમાં એમાંનુ એક જ હશે, કોઈમાં વત્તાં ઓછાં એકથી વધુ હશે, તો કોઇમાં નરી વિરહ-ઊર્મિ જ હશે. હવે આપણે દૃષ્ટાંત લઇને દરેકને સમજીએ:

૧. કોઇ પણ કાવ્યમાંથી શ્રાવણની, વૈશાખની કે ફાગણની કડી ઉઠાવો, એટલે પ્રકૃતિ-શોભાનાં મસ્ત વર્ણનો નીકળી પડશે. જુઓ:

મધુ-કુંજ ફહેરે, અંબ મહેરે, મહક દહે રે મંજરાં,
કોકિલ કહેરે, શબદ સહેરે, કુંજ લહેરે મધુકરાં.

સર કુસુમ બહે રે, ઉર ન સહે રે, પ્રીત દ્હેરે પદમણી,
૨૯ રાણુ હિમ્મત વર્જ્યે અણુરત, ધરણુ સર માતર–ધણી !

એ વસંત–ગ્રીષ્મની મ્હેક મ્હેક થાતી રસ–સમૃદ્ધિ [પા. ૪૧] : અને હવે

આષાઢ ઉચ્ચારં, મેઘ મલ્હારં
બની બહારં જલધારં;
દાદુર ડકારં, મયુર પુકારં
તડિતા તારં વિસ્તારં;
ના લહી સંભારં, પ્યાસં અપારં
નંદકુમારં નિરખ્યારી,
કહે રાધે પ્યારી, હું બલિહારી,
ગોકુલ આવો ગિરધારી !

[પા. ૨૪]

એ આષાઢનું આધુનિક પ્રકૃતિ–વર્ણન. એથી વધુ કાવ્યમય, એટલે કે ઉપમા વડે શોભીતું શુદ્ધ ડીંગળી વર્ણન :

ઝળકે વીજળી વળી ભળકે ઘટામાં વેગે
ઝળકે પ્રભાકે જાણી હરિવાળા જાગ;
પૂરીયાં ધનુષાં મેઘરાજા વાળાં લીલાં પીળાં
આભરો માંડવો લાગો શોભાવા અથાગ.

એવી જ લાક્ષણિક અને નવયુગી લાગતી ઉપમા આંહી જોવાય છેઃ

હદાવાળા ત્રાહે પાળાં સરિતા જોરમાં હાલે
પાણીવાળા ખળકારા એક ધાર પાઢ;
લોઢરા ઘૂઘવા જાણે ગીતરા ઝીકાળા વાગા
સાગરા–મંડપે હાલ્યા જાનરા સમાઢ.

[પા. ૫૫]

ઘુઘવાટા કરતાં નદીઓનાં પૂરનાં લોઢ (મોજાં) જાણે ગીત ગાતું સાજન–મંડળ સાગરને મંડપે જતું હોય તેવાં જણાયાં.

૨. હવે આપણે માનવીઓના સાજશણગાર, વ્રતોત્સવો, લગ્ન-આદિ આનંદ મંગલના અવસરોનો ઉલ્લેખ તપાસીએઃ આનંદનું સાદામાં સાદું સ્વરૂપ આ રહ્યું:

રીયણુ લીલાણી ભાળી પશુપંખી થીયાં રાજી
નરાં આલધારી મોઢે વધ્યાં ઝાઝાં નૂર.

ચાતુર્માસમાં લીલી પૃથ્વી નિહાળી પશુપાલકોને મુખે નૂર વધ્યા. પછી બીજા ગીતમાંથી શણગારવર્ણન ઉપાડીએ :

શ્રાવણે સારાં, ઝરે ઝારાં, કે કતારાં કામની
પહેરી પટોળાં, રંગ ચોળાં, ભમે ટોળાં ભામની;
શણગાર સજીએં, રૂપ રજીએં, ભૂલ લજીએં ભાનને;
ભરપૂર જોબનમાંય ભામન કહે રાધા કાનને !

[પા. ૩]

શણગાર તો ખરા : પણ ઋતુને અનુરૂપ : નીલામ્બરો : એવી પણ કોઈ કોઈ કવિની કલ્પના આલેખાએલી જુઓ :

આષાઢ આયા, મન ભાયા, રંક રાયા રાજીએ
કામની નીલા પેર્ય કચવા, સઘણુરા દિન સાજીએ.

[પા. ૨૭]

ઉત્સવો જોઇએ. જુદાં જુદાં ગીતોમાં મહા માસે વિવાહનો ઉલ્લેખ:

વીમાહ થે બળરાહવાળા, ગહક સોળા ગાવીએ.

× × ×

ગડ ઢોલ ગામોગામ ગહમહ, કોડ જગ વીવા કરે.

× × ×

માહ મહિનાં આયે, લગન લખાયે
મંગળ ગાયે, રંગ છાયે.

× × ×

શિશિર–વસંતે ફાગણમાં શું ? હોરી–ખેલ : વસંતોત્સવ વર્ણવાયો :

શશિયર સુહાવે, રંગ છાવે, હુલસ ગાવે હોરિયાં,
ફગવા મગાવે, રમત ફાવે, ગમત ભાવે ગોરિયાં;
બાજે બજાવે, ચન્તિ ન્હાવે, બસંત દરસાવે બણી,
રહરાણુ હિમ્મત ! વદ્યે અણુ રત, પરણુસર માતર–ધણી !

[પા. ૪૦]

એ પદલાલિત્યનો ઉચ્ચ નમુનો: એથી ઓછાં ડોલનવાળી અને ઉતરતી કક્ષા વાળી જુનવાણી શૈલી કેવે શબ્દે વર્ણવે ?

ગાય જે ફાગણુ ફાગ ગાણાં, ખરે કેશુય ખખ્ખરં
ગલઆલતેં લેરમેં ગદપત, સજે હોળી ય સખ્ખરં.
[પા. ૪૪]

આષાઢ શ્રાવણમાં ન્હાવાનાં પૂણ્ય: ભાદરવામાં શ્રાદ્ધના દિનોનું, કાગડાને પોષવાનું પૂણ્ય : આસોમાં નવરાત્રિનાં ગરબા–નૃત્ય અને અમ્બિકાની પૂજા :

નોરતારી રમે નારી ગરબારી મળી નત્યો
વળી પુંજા અંબકારી કરેવા વિશેષ

દીવાળીના દીપધુપ, કાળી ચતુર્દશીનાં નૈવેદ્ય ને ભૂતપ્રેતાદિનાં મંત્રાવાહન: કાર્તિકમાં અન્નકોટ, પોષમાં

તિલ દાન દેવા લાગા, પોષ માસ આયા ત્રડે
ખીસરારે દને મચ્યા ભોજને ખીસાણુ.

એવું મકરસંક્રાંતિ (ખીસર)નું તલનું દાન ને ભોજન–દાન નોંધાયું. એવા વ્રતોત્સવો ને તહેવારોના છુટાંછવાયાં ગુંથણ આ ઋતુકવિતાઓ-માં પડેલાં છે. એ લોકજીવનની સામગ્રીઓ હતી તેથી તેની નોંધ રાખવાનું કામ કવિતાનું થઈ પડ્યું હતું.

૩. માનવી અને પશુ જગત પર થતી કઇ કઈ અસરો આ કવિ-ઓએ લક્ષ્યમાં લીધી છે ? જેવી કે કાર્તિકમાં ગાયો ભેંસોનાં દૂધ ઘાટાં બને, જઠરાગ્નિ દોઢી પ્રગટે. પોષમાં

ઉલટે ઓતર પોસ આયા, કામ પ્રગટે કામણી

કામિનીઓને કામ પ્રગટે; અથવા

મદમસ્ત હસ્તી ફક્ષ મેમંત, ત્રિયા મદછક દે ટક્ષા

હાથીઓ, ઉંટો અને સ્ત્રીઓ મદમસ્ત બની ઘુમે છે, વળી ઠંડી વધુ ઉગ્ર હોય તો અંગ પર કસ્તુરીના લેપ કરે :

કર લેપ ચંગં, મદ કુરંગં, કંત સંગં કામણી.

નિર્ધનોને નિશા વસમી લાગે : ભૂપાળો અંગ પર ઉનનાં વસ્રો પહેરે, સાહેબ લોકો શગડીએ તાપે : વાંદરા ડુંગરાની ગાળીમાં પેસી જાય : વૈશાખમાં તાપ ન સહાયાથી કેસર–ચંદનના લેપ કરે: જેઠ માસમાં ક્ષીણ થઇ ગયેલા ઘોડાને ઘી વેઠવું (પાવુ) પડે : અને એ દિવસો તો રાય રંક સર્વને કઠિન થઇ પડે:

જગ જેઠરા દન કઠણ જાણ્યાં, રાવ રાણા રાજીએ.

ઝીણાં પ કુળો પહેરાય, બાગો બનાવાય, હોજમાં નિર્મળ શીતળ નીર ભરાય: પાણી વિના સર્પોને પવન ભક્ષી જીવવું પડે : એવા એવા ઋતુપ્રભાવ વર્ણવાયા છે.

૪. આસોમાં છીપોની અંદર મોતી બંધાય : શરદ્પૂર્ણિમાનો ચંદ્ર સૌથી વધુ ઉજળો બને : માગશરમાં સૂર્ય દક્ષિણ દિશા ત્યજી ઉત્તર તરફ ઢળે : પોષમાં પવન દિશા પલટે ને પાણી થીજી જાય, ઝાકળનાં ઝેરણાં થકી ચણા તલ અને ઘઉં પાકે, કુવાનાં પાણી તપી જાય, નવાણોનાં નીર ઉંડાણે ઉતરે : ફાગણમાં પવન ફરૂકે, આંબા મહુડાં ને ખાખરા મ્હોરે : ચૈત્ર વૈશાખમાં વન નવેસર કોળે, આકાશમાં રજની ડમરી ચડે, વનફળ પાકે; ભરણી નક્ષત્રમાં 'દનિયા' તપે: બીજ અને અખાત્રીજને દિવસે પૃથ્વીનાં પડો નીચે ઉપરની બાફ થકી પાણી ઉભરાતાં વૃક્ષોને નવું પોષણ પહોંચે : સૂર્ય પૃથ્વી પર લાંબો સમય ટકે : દિવસ લાંબા ને રાત ટુંકી થાય : પવન જોરથી ફુંકે (વાવઝાં વાય) : જેઠમાં જળ ગરભાઈ બફાઈ જાય, આર્દ્રા નક્ષત્રમા ઘોર ઘનઘટા થાય, ચાસ્થરાં વાદળાં વળે, પૃથ્વી વ્યાકૂળ બને, ભોજન ભાવે નહિ, પાણીના પ્રવાહ ત્રૂટે : આષાઢનાં અત્યંત બફારો ખમવો પડે.

લગભગ: આટલાં ઋતુલક્ષણો અને અસરોથી જ ચારણી કવિઓની નિરીક્ષણ–સીમા બંધાઇ જાય છે. આ ઉપરાંતની વિશિષ્ઠતાઓ તેઓની દ્રષ્ટિએ ચડી નથી. તેમ કરી વ્યવસ્થિત ગુંથણી પણ તેઓએ નથી કરી. ઉત્તરોત્તર એની એ જ સામગ્રીને કવિઓએ ભિન્ન ભિન્ન શબ્દ–રચના કરીને વાપરી છે. એક ને એક જ ચીલે તેઓ ચાલતા આવ્યા છે. ઋતુ-ઓનાં સવિશેષ પરિવર્તનોની નોંધ કરી નથી. કેમકે તેઓનું ધ્યાન વાચાની પટુતા પર વધુ ચોટયુ રહ્યું હતું. એકની એક વસ્તુ એકબીજાથી વધુ લાલિત્ય અને ચમત્કૃતિ સાથે આલેખવાની સરસાઈ ચાલતી હતી. 'નવી કલ્પનાઓ ને નવી વિગતો લાવો!' એમ કહેનાર કોઇ નહોતું. એટલે

જ કેટલાંક ગીતોમાં ઘણુંખરું તો ઋતુ-લક્ષણનો સ્હેજ ઇશારો પતાવીને પછી કેવળ ઊર્મિની જમાવટમાં જ ઉતરી પડાય છે: દૃષ્ટાંત તરીકે

પોષેં પછતાઇ, શિશિર સુહાઇ
થંડ લગાઇ સરસાઇ,
મનમથ મુરઝાઇ, રીઝો ન જાઇ
વ્રજ દુઃખદાઇ વરતાઇ;
શું કહું સમજાઇ, વેદ વતાઇ
નહિ જુદાઇ નરનારી.
કહે રાધે પ્યારી, હું બલિહારી,
ગોકુલ આવો ગિરધારી !
[ પા. ૨૦ ]

## ચારણી ઋતુકાવ્યનું નિશાન

તમામ કાવ્યોનું હોય તેમ આ કાવ્યનું પણ અંતિમ નિશાન તો શ્રોતાને ઋતુઓની નોખી રમ્યતાઓમાં રમમાણ કરાવવાનું, માનવીના અંતઃકરણમાં કુદરતનાં સૌંદર્ય-ઝરણાં ઠલવી એની રસિકતાને એટલે અંશે પાપથી પરાંઙમુખ અને ઇશ્વરી કૃતિઓની અભિમુખ કરવાનું હતું. પરંતુ એની મુશ્કેલી બે પ્રકારની હતી: એને તો શ્રોતામંડળ ઉપર-ડાયરાની બેઠકમાં જ બેઠે બેઠે, તત્કાળ અને તીવ્રપણે એ પ્રભાવ છાંટવાનો હતો. એ સાહિત્ય લખાઈને અથવા છપાઇને મનનપૂર્વક વાંચવા વિચારવાની વેળા કે સ્થિતિ જ નહોતી. હવે આ તાત્કાલિક ચોટ લગાવવા માટે ચારણી કવિતાને તો સંગીતની યે સહાય નહોતી. આલાપ, પલટા, રાગ, રાગિણી, વાજીંત્રની મદદ, કશું જ નહોતું. કેવળ પોતાની શબ્દ-રચના પર જ એને ઝૂઝવું પડતું; નાદવૈભવ નીપજાવવાની જરૂર હતી એટલે એ નાદની ગતિમાં જેટલી બને તેટલી વિવિધતા આણવા માટે આ લોકોને અનુપ્રાસ તથા વર્ણસગાઇ એ બે વાતનાં બળ કેળવવાં પડયાં. એ અનુપ્રાસ તે કેટલી હદ સુધી ? સંસ્કૃત ઋતુ કાવ્ય કશાં યે નખરાં કર્યા વગર

प्रचण्डसूर्यः स्पृहणीयचंद्रमा
सदावगाहक्षमवारिसंचयः ।
दिनान्तरम्योम्युपशान्तमन्मथः
निदाघकालोऽयमुपागतः प्रिये ॥
[ ऋतुसंहारम् ]

આવી રીતે કેવળ 'વંશરથ' વૃત્તનો માત્રામેળ જાળવીને પ્રાસાનુ-પ્રાસની રંચ માત્ર પરવા કર્યા વગર ચાલ્યું જાય. કેમકે એને સૂતેલી મૂઢ મેદની ઉપર રસની તાત્કાલિક અંજલિ છાંટવી નથી. પરંતુ ચારણી કવિને તો એનો એ જ ભાવ

વૈશાખે વદ્દળ, પવન અપ્રબ્બળ,
અનળ પ્રગટ થળ તપતિ અતિ;
સોહત કુસુમાવળ, ચંદન શીતળ,
હુઇ નદિયાં જળ મંદ ગતિ;
કીનો હમસેં છળ, આપ અકળ કળ!
નહિ અબળા બળ બતવારી,
કહે રાધે પ્યારી હું બલિહારી,
ગોકુલ આવો ગિરધારી!

એમ અક્કેક ટુંકમાં નવ અથવા બાર અનુપ્રાસો મેળવી, અક્કેક પંક્તિને ત્રણ ત્રણ અનુપ્રાસની ઘડી પાડી, કોઇ પડઘમ વાજાના ગતિગીતની માફક શ્રોતાજનોનાં પચીસ પચીસ અણુઘડ વા અધઘડયાં હૈયાંને એકસામટા થડકારા લેવરાવવાના હતા. એટલા માટે જ ચારણી કાવ્યના સાદા હરિગીતને પણ અનેક ભિન્ન ભિન્ન અનુપ્રાસોનાં બંધનો આપી નવનવા છંદો રૂપે જન-હૃદયને હરતો બનાવ્યો છે: દાખલા તરીકે સારસી છંદ લઇએ :

શશિયર સુહાવે, રંગ છાવે, હુલસ ગાવે હોરિયાં
ફગવા મગાવે, રમત ફાવે, ગમત ભાવે ગોરિયાં;
બાજે બજાવે, ચરિત મ્હાવે, બસંત દરસાવે બણી
રઢરાણ હિમ્મત! વજ્યે અણુ રત, ધરણુસર માતરધણી!

અથવા જુદા પ્રાસાનુપ્રાસ વાળો એ છંદનો બીજો નમૂનો જુઓ!

ચૈતરે સ્વામી! ગરૂડગામી! અંત્રજામી! આવીએં,
ધર ગિરધારણ! કંસમારણ! ધેનચારણ! ધાઇએં;
બળભદ્ર બાળા! છોગલાળા! વારી કાના! વાનને,
ભરપૂર જોબનમાંય ભામન કહે રાધા કાનને.

બન્ને છંદોનું માપ જોશું તો.. હરિગીતનું છે. છતાં અનુપ્રાસને હિસાબે બન્ને જુદા છે. પહેલામાં નવ નવ મોરાં મળે : બીજામાં પ્રત્યેક પંક્તિમાં ભિન્ન ભિન્ન જાતનાં ત્રણ ત્રણ મોરાં મળે : એ અનુપ્રાસને ચારણી ભાષામાં 'મોરાં મળવાં' એ પ્રયોગથી ઓળખવામાં આવે છે. અથવા મોરાં બહુ ન મેળવાયાં હોય એવું એક બીજું દૃષ્ટાંત લઈએ:

અંબા મોરિયા જી! કે કેસુ ફોરિયા
ચિત્ત ચકોરિયા જી! કે ફાગણુ ફોરિયા.

ફોરિયા ફાગણુ, પવન ફરહર, મહુ અંબા મોરિયા,
ઘણુ રાગ ગાવે ફાગ ધરધર, ઝુટે પવ્વન જોરિયા;
ગલ્લાલ ઝોળી, રમત હોળી, રંગ ગોપ રમાવણા,
આખંત રાધા, નેહબાધા, વ્રજ્જ માધા આવણાં!
[ પા. ૧૫ ]

આ છંદ પણ હરિગીતમાંથી ઘડયો. બનાવ્યો ગજગતિ છંદ. હાથીની ઝુલણ-ઝુલણ ગતિના તાલ આ છંદના ડોલનમાં ઉતારવાનો યત્ન થયો. અને અનુપ્રાસોનો અભાવ સ્વાભાવિક વર્ણસગાઇથી પૂરવામાં આવ્યો. જુઓ દરેક પંક્તિમાં 'ફ', 'ર', 'ગ' વગેરે વર્ણો ભિન્ન ભિન્ન પુષ્પો પર બેસતાં પતંગીઆંની માફક સાહજ્યપૂર્વક પોતાનાં સ્થાન બદલતા જાય છે અને આ છંદની ગજરાજ શી વિક્રમશીલ ગતિ ઘડે છે.

આ બધાં બંધનોથી ચારણી કાવ્યવાણીને જોઈતી virility—શૌર્યવંત નાદશક્તિ પ્રાપ્ત થાય છે. એ નાદના સામર્થ્ય વિના ચારણી કાવ્ય ભુજબળ વિનાના યોદ્ધા જેવું નમાલું ને નિરર્થક નીવડે છે. એટલે કંઠસ્થ કવિતાને આટલાં બધાં બંધનોની વચ્ચે રહીને પછી જ કાવ્યનો વિષય જમાવવો રહ્યો. આ કારણે કાવ્યની સામગ્રી કદાચ બહોળી ન વસાવી શકાય, કલ્પનાનાં ઉડ્ડયનો ઘણુંખરું થોડેક ઉંચેથી જ અટકી પડે, પુનરુક્તિ કર્યા વિના ચાલી શકે જ નહિ, શબ્દની ભભક પ્રધાનપદ ભોગવે, એ બધું દેખીતું જ છે. તેમ છતાં પણ આપણે આગળ તપાસી ગયા તે રીતે આ કવિતામાં બની શકે તેટલા સંભાર ભરવાની ખંત રાખવામાં આવી છે.

## નિર્દોષ નાદ-વૈભવ

પરંતુ આ બધી શું નાદપ્રધાન કાવ્યની અસાધ્ય અને અનિવાર્ય ત્રુટીઓ છે ખરી? નાદ અને શબ્દઝમકની સાથે ભારોભાર ભાવ-

સંભાર ભરવો શું દુર્લભ છે ? ના, નથી. પુનરુક્તિનો દોષ જોયા વિના, પ્રાસાનુપ્રાસનાં સખ્ત બંધનો પાળતી છતી યે ભાવભરપૂર ઋતુ–કવિતાઓ બંગાળીમાં થોકબંધ તેમ જ આપણા શિષ્ટ ગુર્જર કવિ-ઓની કૃતિઓમાં ક્યાંક ક્યાંઈક પડી છે. રવીન્દ્રનાથ ઠાકુરે ઋતુગાન રચ્યાં છે તેટલાં ભાગ્યે જ અન્ય કોઇએ રચ્યાં હશે. વળી એનાં ઋતુકાવ્યો મુખ્યત્વે કરીને ગાઇ અથવા બોલી સંભળાવવાને જ સરજાયાં હોય છે. માત્ર ઉચ્ચ કલાના રસજ્ઞો અથવા વિદ્વાનો જ સાંભળીને સમજી શકે તેવાં નહિ, પણ હજાર માણસોની પચરંગી મેદની જે સાંભળીને ડોલે, એવી સરલ શબ્દગુંથણીવાળાં ને એવાં સુગમ્ય ઊર્મિભરપૂર એ કાવ્યો હોય છે. એટલે એ ચારણી ઋતુકાવ્યોના દોષોથી મુક્ત છતાં તેના ગુણોએ કરી બેવડાં શોભીતાં હોય છે. એમાં કુદરતનો રૂપઉઠાવ, માનવીનો ઊર્મિસ્પર્શ અને ભાષાનો મસ્ત ખિલાવ ભેળાં મળેલાં હોય છે. ચારણી ગીતની માફક એ મહાકવિએ બોલી સંભળાવવા માટે રચેલાં લોક–ડોલાવણ પદો માંહેલું એક પદ લઇને એની આ કલાની પરાકાષ્ઠા તપાસીએ. આ છે વર્ષાગીત : નામ છે '**નવ વર્ષા**' :

*હૃદય આમાર નાચે રે આજિકે
મયૂરેર મત નાચે રે, હૃદય નાચે રે !

શત વરનેર ભાવ–ઉચ્છ્વાસ
કલાપેર મત કરે છે વિકાસ
આકુલ પરાન આકાશે ચાહિયા
ઉલ્લાસે કા'રે જાચે રે !

હૃદય આમાર નાચે રે આજિકે
મયૂરેર મત નાચે રે.

[મારું હૃદય આજે મોરલાની માફક નાચી રહ્યું છે. શતવરણા ઊર્મિભાવ રૂપી મયૂર–પિચ્છાની જાણે કળા કરીને, આકુલ પ્રાણથી આકાશ સામે નિહાળી મારો હૃદય–મોરલો કોને પુકારી રહ્યો છે !]

---

*બંગાળી ભાષામાં 'હૃદય'નો ઉચ્ચાર 'હ્રિદય' : 'વ' નો 'બ' : 'સ' નો 'શ' : એવી રીતે થાય છે. તેમજ 'અ'કાર નો 'ઓ'કાર ઉચ્ચારાય છે–જેમ કે 'લયેછે' નો 'લોયેછે'. આટલો ખયાલ રાખીને આ કાવ્ય વંચાશે તો એનો નાદ–વૈભવ બરાબર સમજાશે. —સં.

આ પ્રથમ કડીનો ભાવ : કવિહૃદયે મોરલાનું રૂપ ધારણ કર્યું- મનોભાવોનો વિકાસ મોરની પિચ્છ-કળાનું રૂપક પામ્યો. ચારણી કાવ્યમાં આ કલ્પના નહિ મળે.

પછી મેઘગર્જનાનો નાદ ઉઠાવતી શબ્દરચના આવી :

ગુરુ ગુરુ મેઘ ગુમરિ ગુમરિ
ગરજે ગગને ગગને, ગરજે ગગને.

ધેયે ચલે આસે બાદલેર ધારા,
નવીન ધાન્ય દુલે દુલે સારા,
કુલાયે કાંપિ છે કાતર કપોત
દાદુરિ ડાકિ છે સઘને,

ગુરુ ગુરુ મેઘ ગુમરિ ગુમરિ
ગરજે ગગને ગગને.

બરાબર ચારણી કાવ્યનો ગુણ ગ્રહાયો: સરખાવો [ પા. ૨૮ ]

પેખન્ન ભાદ્રવ માસ મઘળા
વહે પચરંગ વાદળાં,
ગડ હડડ ઘણુણ અંબર ગાજત
શિખર અતરંગ શામળાં.

અથવા [ પા. ૫૦ ]

આષાઢ ધધુંબીએ ધુંબીએ અંબર
વદળ એવળ ચોવળીયં;
મહેલાર મહેલીએ, લાડગેહેલીએ
નીર છબે ન ઝલે નળીયં.

પછી રવિબાબુ નવાં ધાન્ય-છોડનાં ડોલન વર્ણવે, દેડકાંની બોલી વર્ણવે. એનો બરાબર ચારણી કાવ્ય સાથે મેળ જામે. પરંતુ તે પછીની કડીમાં

નયને આમાર સજલ મેઘેર
નીલ અંજન લેગે છે
નયને લેગે છે !

નવ તૃનદલે ઘનવન છાયે
હરષ આમાર દિયેછિ બિછાયે,
પુલકિત નીપ–નિકુંજે આજિ
વિકસિત પ્રાન જેગે છે,
નયને સજલ સ્નિગ્ધ મેઘેર
નીલ અંજન લેગે છે.

[ મારાં નયનોમાં સજલ મેઘનું આસમાની અંજન અંજાઇ ગયુ છે. નવાં ઘાસ ઉપર ઘાટાં વનની છાંયડીમાં મેં મારો હર્ષ બિછાવી દીધો છે. મારો ખીલેલો પ્રાણ આજે આ પુષ્પભર્યા બાગમાં જાગી ઉઠયોછે. ]

એ ચારણોને માટે દુર્લભ : એથી યે વધુ દુર્લભ કલ્પના તો હવે આવે છે:

ઉગો પ્રાસાદેર શિખરે આજિકે
કે દિયે છે કેશ એલાયે
કબરી એલાયે ?

ઉગો નવઘન–નીલ વાસખાનિ
બુકેર ઉપરે કે લયે છે ટાનિ
તડિત્–શિખાર ચકિત આલોકે
ઉગો કે ફિરે છે ખેલાયે ?

ઉગો પ્રાસાદેર શિખરે આજિકે
કે દિયે છે કેશ એલાયે ?

[ ઓહોહો ! આ મહેલના શિખર પર આજે પોતાના અંબોડાના કેશ કોણે વિખરાતા મેલેલા છે ? ઓ રે ! આ નવલ વાદળી રૂપી આસમાની ઓઢણીને પોતાના હૈયા ઉપર તાણી લઇને કોણ ઉભું છે ? વીજળીના તેજ–ચમકારાની અંદર આ કોણ રમવા નીસર્યું છે ? ]

ઉગો નદીકુલે તીર–તૃનદલે
કે બસે' અમલ વસને
શ્યામલ વસને !
સુદૂર ગગને કાહારે સે ચાય ?
ઘાટ છેડે ઘટ કોથા ભેસે જાય ?

નવ માલતીર કચિ દલગુલિ
આનમને કાટે દશને;
ઉગો નદીકૂલે તીર–તૃનદલે
કે બસે શ્યામલ વસને ?

આ છે કોઇ એકાકિની પનીહારીની કલ્પના :

[ ઓ રે ! આ નદીને તીરે, કાંઠાના ઘાસ પર આ નિર્મલ અને નીલુડે વસ્ત્રે કોણ બેઠું છે ? દૂર ગગનમાં એ કોને નિરખી રહી છે ? એનો ઘડો ઘાટ પરથી ક્યાં તણાતો જાય છે ? આમ અન્યમનસ્ક બનીને બેઠી બેઠી માલતી પુષ્પની કુણી પાંખડીઓ દાંત વતી તોડ્યા કરતી એ કોણ હશે ? ]

હવે આવે છે બીજી કોઇ ગોપ–નારીનું શબ્દ–ચિત્ર :

ઉગો નિર્જને બકુલશાખાય
દોલાય કે આજિ દુલિ છે
દોદુલ દુલિ છે ?

ઝરકે ઝરકે ઝરિ છે બકુલ
આંચલ આકાશે હતે છે આકુલ
ઉડિયા અલક ઢાકિ છે પલક
કબરી ખસિયા ખુલિ છે,
ઉગો નિર્જને બકુલ શાખાય
દોલાય કે આજિ દુલિ છે ?

[ ઓ રે ! આ નિર્જન પ્રદેશમાં બકુલની ડાળીએ આજ કોણ એ હીંડોળે ઝુલી રહ્યું છે ? હીંચોળે હીંચોળે ઉપરથી બકુલ પુષ્પ ઝરે છે; એનો અંચળો આકાશે ફરફરી રહ્યો છે, એની કેશ-લટો ઉડી ઉડીને મુખ ઢાંકે છે; એનો અંબોડો છુટી ગયો છે. ]

વર્ષા–સુંદરીનાં આ બધાં કવિવરે કલ્પેલાં જૂજવાં સ્વરૂપો છે. અને છેલ્લે એ કલ્પનાની મૂર્તિઓને જતી કરી કવિ તાદશતાની ભૂમિકા પર પાછા ફરી સાદું સીધું ઋતુ–દશ્ય રજુ કરે છે :

ઝરે ઘનધારા નવપલ્લવે,
કાંપિ છે કાનન ઝિલ્લિર રવે,

તીર છાપિ નદી કલ કલ્લોલેં
એલ પલ્લીર કાછે રે!
હૃદય આમાર નાચે રે આજિકે
મયૂરેર મત નાચે રે.

[ નવ પલ્લવ મેઘધારા ઝરે છે; તમરાંના લ્હેકારથી જંગલ કંપી ઉઠયું છે; અને નદી ગાજતે પૂરે કાંઠા પરથી છલકી જઈને ગામ ની અડોઅડ આવી પહોંચી છે. ]

આ અને આવાં અનેક ઋતુકાવ્યો રવીન્દ્રનાથે ઋતુના ખાસ ઉત્સવો ઉજવવા અને અભિનય સાથ બોલી સંભળાવવા માટે યોજ્યાં છે માટે જ એની જોરદાર શબ્દ-રચના મોટી મેદિનીનાં મનહરણ કરવાની તાકાત ધરાવે છે. આ લેખકે કલકત્તા નગરમાં 'વર્ષા-મંગલ' નામના ઉત્સવમાં કવિવરને આ અને આવી અન્ય કૃતિઓ બોલી સંભળાવતા નિહાળ્યા ને સાંભળ્યા છે. આ ગીત એમની કૃતિ 'ક્ષનિકા'માં છે.

પરંતુ આવા કલ્પનાવૈભવની આશા આપણે ચારણ કવિ પાસેથી શી રીતે રાખીએ? કયાં શારદાનાં સમૃદ્ધિ-દાન પામનાર રવીન્દ્રનાથ? ને કયાં નિરક્ષર ચારણ! એ કવિને, અથવા તો

આજ મહારાજ જલ પર ઉદય જોઈને
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે;
સ્નેહધન કુસુમવન વિમલ પરિમલ ગહન
નિજ ગગન માંહી ઉત્કર્ષ પામે,
પિતા! કાલના સર્વ સંતાપ શામે!
ધવલ તવ નેત્ર સામે!

એ શરત્પૂર્ણિમાનો સાગર પરનો ચંદ્રોદય નિહાળનાર કવિ કાન્તને. અથવા તો

ઝીણા ઝરમર વરસે મેઘ
ભીંજે મારી ચુંદડલી!

એટલી લોકગીતની પંક્તિમાંથી

આનંદ કંદ ડોલે સુંદરીના વૃંદ ને
મીઠા મૃદંગ પડછંદા રે,

મંદ મંદ હેરે મીટડી મયંકની
હેરે મારા મધુરરસચંદા
હો ભીંજે મારી ચુંદડલી ! –ઝીણુ૦

એવો નાદનૃત્યની મસ્તી જગવતો વર્ષા–રાસ રચનાર કવિ ન્હાનાલાલને,–એવા અનેક આધુનિકોને તો ઘણી ભાષાના સમાગમ, ઘણાં ઘણાં નવોર્મિ–મંથન, આત્મલક્ષી કવિત્વનાં અનેક પ્રેરણાં–ઝરણું ઇત્યાદિ સમૃદ્ધિઓ સાંપડેલ છે. એની જમાવટ પરલક્ષી કવિતાને ચીલે ચાલનાર અને કેવળ પોતીકી મૌલિક કલ્પનાશક્તિ પર જ જોર કરનાર ચારણોથી ન જ બને. તે છતાં આપણે કેમ વિસરી શકીએ કે

જોઠે જગજીવન ! સુકે બન બન
ઘોર ગગન ઘન ચઢત ઘટા,
ભાવત નહિ ભોજન, જાત બરસ દન,
કરત ત્રિયા તન કામ કટા.
[પા. ૨૨]

અથવા તો

શ્રાવન જલ બરસે, સુંદર સરસે
બદ્દલ ભરસે અંબરસેં,
તરુવર ગિરિવરસેં, લતા લહરસેં
નદિયાં પરસે સાગરસેં;
દંપતી દુઃખ દરસે, સેજ સમરસેં
લગત જહરસેં દુઃખકારી,
કહે રાધે પ્યારી, હું બલિહારી
ગોકુલ આવો ગિરધારી !

એ કલકલનાદિની, પ્રવાહવંતી અને સંગેમરમરની પુતળી સમી સુડોલ કવિતા ચારણ કવિ શ્રી પીંગળશીભાઇની છે. કેમ વિસરીએ કે

રંગ ભાદ્રવ શ્યામ ઘટા રંગ રાતો ય
રંગ નીલમ્બર શ્વેત રજે;
ફૂળ ફુલ અપ્રબ્બળ કમ્મળ ફેલીએ
વેલીએ નેક અનેક વજે;

એ ભાદરવાની અભ્રઘટાની પાંચ પાંચ રંગે પૂરાયલી છબી આંકનાર કોઇ નિરક્ષર મામૈયો મોતીસર છે ? કેમ વિસરીએ કે

મૃગજાળા વાળા લૉહ ઉછળ્યા પ્રથમી માથે
નીરઝારા સૂકા, પાન ત્રોવરારા નાશ;
સોવરારા ખાલી આરા દોરા દોરા જેમ સૂકા
નશાં જીવ દાદરારા પામીઆ નિરાશ.

[ પા. ૬૦ ]

એ સળગતા ઉનાળાની સુરેખ છબી આંકનાર કલમ પેલા ગામાડયા વહીવંચા ગીગા બગતની છે ?

આવું સબલ એ કવિતાનું કલેવર છે; પડસુંદી સમાન મનધાર્યો ઘાટ આપનાર મુલાયમ એનો ભાષાપુંજ છે; આવી ચોટદાર એની ગાત છે. એ ગુણોવાળી કવિતાને કાળના મોઢામાં ચાલી જવા દેવુ આપણને પરવડે જ નહિ. નવા કાવ્યયુગમા એના કલેવરનો સરસ ઉપયોગ થઈ શકશે.

## સ્રીગીતો વિ. ચારણી ગીતો

આ બન્ને જાતનાં ઋતુગીતો વચ્ચેની તુલના જ અસ્થાને છે. બન્નેમાં 'ઋતુ'નો નિર્દેશ બાદ કરતાં બાકીનું લગભગ બધું ભિન્ન છે. સ્રીગીતો ગરબે રમવાના, સહજ સરલ શબ્દરચનાવાળાં, બેહદ કોમલ, અને બીજી અનેક દષ્ટિએ સ્રૈણ છે; ચારણી ગીતો રાજદરબારે કે શૂરવીરોને દાયરે ગાવાનાં, બેઠાંબેઠાં એકલા લલકારવાનાં, ઝડઝમકવાળી ને અટપટી શબ્દરચનાવાળાં, બેહદ જોશીલાં અને બીજી સર્વ દષ્ટિએ પૌરુષ પ્રગટ કરનારાં છે. કયાં રહ્યું

ભાદરવે તો ભરદરિયે હું ડૂબી રે વાલાજી !
આ કંથ વિના કર ઝાલી કોણ ઉગારે મારા વાલાજી !

[ર. રા. ભા. ૩ : પા. ]

એ વલવલતે વિરહાર્દ્ર સ્વરે ગવાતું દ્રાવક સ્રીગીત ! અને કયાં

ભાદ્રવ સર ભરે જી ! કે અતનત ઉભરે,
શ્રીરંગ સંભરે જી ! કે વિરહી વિસ્તરે;

વિસ્તરે ઉરવચ વિરહ વેલી, શોક ગોકુલ વન સહી
ધન્ય ધન્ય તારી પ્રીત ગિરધર ! ગોપ તુજ કુબજા ગ્રહી;
પંથ પેખ થાકાં નયન દન દન, શ્યામ તપત શમાવણાં !
આખંત રાધા, નેહ બાધા, વ્રજ્જ માધા આવણાં ।

[ઋ. ગી. પા. : ૧૧]

એ મરોડદાર, મલપતી ગજગતિએ ઉપડતું ચારણી વિરહગીત ! બીજનો ગારો કે

"આષાઢે ઝીણી ઝબૂકે વીજ
મધુરા બોલે મોરલા રે લોલ

[ર. રા. ભા. ૩ : પા. ૯૧]

અથવા બહુ બહુ તો સુંવાળું પ્રકૃતિ-ચિત્ર આંકે કે

આષાઢે ધમઘોરિયા ને વાદળ ગાજે ઘોર,
બાપૈયા પિયુ પિયુ કરે ને મધુરા બોલે મોર
કે આણાં મોકલને મોરાર !

[ર. રા. ભા. ૩ : પા. ૮૩]

ત્યારે ચારણ ગળું ફુલાવીને દિગન્તો ગજવતો, થડકાર દેતો, સભા-મંડપ હલમલાવતો ગાશે કે [ઋ. ગી. પા. ૯]

ધર આષાઢ ધડૂકિયા મોરે કિયા મલાર;
રાધા માધા સંભરે જદુપતિ જગ ભરથાર !

ખળહળ વાદળિયાં વચ્ચે વીજળિયાં વળકંત;
રાધા માધા કંથ વિણુ ખણુ નવ રિયણુ ખસંત.

અને પછી પલટો મારીને ગજગતિ-છંદ ઉપડે :

વ્રજ વહીં આવણાં જી ! કે વંસ બજાવણાં !
પ્યાસ બુઝાવણાં જી ! કે રાસ રમાવણાં !

વળી અવાજ ત્રીજે પલટો ખાય :

રંગ રાસ રત ખટ માસ રમણાં, પિયા પાસ બુઝાવણાં !
આષાઢ ઝરણાં ઝરે ઝંઝાર, તપે તન તરુણી તણાં;

વિરહણી નેણાં, વહે વરણાં, ગિયણ વિરહી ગાવણાં
આખંત રાધા, નેહ બાધા, વર્જે માધા આવણાં!

આ ગીતોમાં ઋતુસૌંદર્યનું વર્ણન નથી, ઋતુ-દર્દનું વર્ણન છે. સ્ત્રીની કલ્પના બારીક ચિત્રાંકણ નથી કરતી, પણ કોમલ હૈયું નીચોવે છે, કાલાવાલા કરે છે, અસહાયતા પુકારે છે, એકલતાની વેદના દાખવે છે, દૃષ્ટાંત લઈએ: [ ર. રા. ભા. ૩ : પા. ૯૦ ]

શ્રાવણ તો સરવડીએ વરસે,
ઝીણા ઝીણા મેવલિયા વરસે
વાલા મારા તોય મરૂં તરસે
આવો હરિ રાસ રમો વાલા!

અથવા તો

શ્રાવણે સોળ સજ્યા શણગાર
કે આંખડી ન આંજીએ રે લોલ!

એમાં શ્રાવણના સૌંદર્યનું વર્ણન નથી; જ્યારે ચારણની આંખ તો એ શ્રાવણની કુદરતના નૂજવા શણગાર નિહાળે છે. આ રહ્યું :

છલત શ્રાવણ, મલત છાયા, વલત નીલી વેલડી,
બાપયા પ્રબળા મોર બોલે, ધ્યાન રાખત ઢેલડી;
પ્રષનાર નાવત, કરત પૂજા, ધ્યાન શંકરસેં ધરે,
જસલિયણ તણ રત માલજામં સતણ-વીસળ સંભરે.

છલકતાં શ્રાવણ-નીર : છવાતી છાંયડી : વળીવળીને ફેલાતી લીલી વેલડીઓ: બપૈયા મોરલાના ટૌકાર અને સમીપે ડોલતી ઢેલડીનું સ્વામી પર ધ્યાન રાખવું : અથવા તો હરકોઈ બીજું ચારણી ગીત ઉપાડો :

નવખંડ નીલાણીએ, પાવન પાણીએ
વાણીએ દાદૂર મોર વળે,
શવદાસ ચડાવણ પુંજાય શંકર
શ્રાવણ માસ જળે સજળે.

નવે ખંડ નીલા થયા : પાણીએ પાવન થયા : દેડકાં ને મોરલાની વાણી ફુટી : શિવની વ્રતપૂજા ચાલી : એવો સજળ શ્રાવણ માસ. આ વર્ણન સ્રીગીતોમાં નથી, આંહી પ્રાધાન્યપદે પ્રકૃતિ-લીલા છે, ને ત્યાં અગ્રપદે વિરહી દશાની લાચારી છે. ચારણી કાવ્યમાં જુઓ તો,

રંગ ભાદ્રવ શ્યામ ઘટા રંગ રાતોય
રંગ નીલંબર શ્વેત રજે,
ફૂળ ફુલ અપ્રબળ, કમળ ફેલીએ
વેલીએ નેક અનેક વજે.

એવા ગગન-ધરતીના રંગખિલાવ પર દિલ-ડોલન થઇ રહ્યું છે. ઠેર ઠેર

પીલંબરી લાલ ફુલી લીલંબરી બણી પૃથી
ઘનશ્યામ માથે છુટી મેઘરી ઘેઘુંબ;

એ જ દૃષ્ટિયોગ : ઋતુદર્શને ઘેલાતૂર બનેલા યોદ્ધાની આનંદ-લૂંટ : કલ્પનાનાં વ્યોમધરતી ફરતી વિક્રમશીલ ઘૂમાઘૂમ : અને પલે પલે યોદ્ધાની જ ઘેરીઘેરી આંખડી વતી ચાલતું અવલોકન : એ રસિકતામાંથી પણ વિક્રમ જાગે : પ્રેરણાનાં ચેતનપૂર ઉછાળા મારે : મનઘોડીલા થનગને.

ત્યારે એથી ઉલટું સ્રીગીતોમાં હૈયું અંદરખાનેથી રડે, અંતરની કઠોર ધરતી પલળીને પોચી પડે, ઋતુ-સંભારણે ગમગીની વધે, ઉર્મિઓ વિરહ-દુઃખની અતિશયતાને લીધે ઘણું ખરું ક્ષીણ પણ પડી જાય, જીવનને વિષે અબળાપણાનો ને અસહાયતાનો જ મોટો ખયાલ પોષાય.

પરંતુ બીજી બાજુ ચારણી ગીતોથી કુટુંબ-જીવનના કોમલ ભાવો ક્યાં જરીકે ઝીલાયા છે? મેઘદર્શને ખેતરોમાં કલ્લોલી ઉઠતી બ્હેન

વરસજે વરસજે હો મેહુડા બાવાજીને દેશ!
જાહે ને માડીરો જાયો હળ ખેડે.

ભીને ભીને હો વીરા મારા પાઘડીઆરો પેચ,
ભાભજનો ભીને હો ચૂડો વળી ચુંદડી.

ભીને ભીને હો ભાભજ મારી રેશમીઆરી ડોર,
ગીગો ને ભીને હો થારો પારણો.

[ ઋ. ગી. પાનું ૭૫ ]

એમ મેહુલાને મહિયર મોકલે, ભાઇ હળ ખેડતો હોય ને ભાભી નીંદામણ કરી હોય એવું ચિત્ર આલેખે, વીરાની પેચાળી પાઘડી, ભાભીનો ચૂડો ને ચુંદડી, તરુવરની ડાળે ઝૂલતા પારણાની દોરી ને એમાં પોઢેલો ભત્રીજો : એ સર્વને દૃષ્ટિમાં ભીંજાતાં કલ્પે. આવું દૃશ્ય શોધવા ચારણી કાવ્યમાં ભમવું નિરર્થક છે. અથવા તો સાસરવાસીના પીંજરમાં પૂરાએલી માબાપવિહોણી બ્હેન ઋતુએ ઋતુએ ભાઇને [પાનું ૯૬]

વરસાળે આણું મેલજે રે વીરડા !
　　વરસાળે ખોદું જૂઠડાં.

× × ×

શિયાળે આણું મેલજે રે વીરડા !
　　શિયાળે સાંધું સાંધણાં.

× × ×

ઉનાળે આણું મેલજે રે વીરડા !
　　ઉનાળે કાંતું કાતણાં.

એવા ઓશિયાળા ભાવોના સંદેશા મોકલે, 'તું તેડાવીશ તો હું વાશ કામ કરી આપીશ. મફતના રોટલા નહિ ખાઉં.' એવી ખાત્રી આપે, છતાં ભાઇ તો પ્રત્યુત્તરમાં બ્હેનને

ખોદશે રે ઘરની નાર મારી બેનડી
　　તમે તમારે સાસરે.

એવા નકાર જ કહાવે: ફરી પાછી ભોળુડી બ્હેન તો

પીયરનાં ઝાડવાં દેખાડો મારા વીરડા !
　　એ રે ઝાડખડે હીંચતાં.

એ પિયરનાં બાળ-સાથી ઝાડવાંને મળવા તલખે, ત્યારે સ્વાર્થી ભાઇ

ઓતર દખણની વાવળ રે આવી
　　વાવળે રોળાઇ ગ્યાં ઝાડવાં.

એવો નઠારાંવાળો જવાબ વાળે. આખરે પિયર-દર્શનની આશા ઝંખેલીને બ્હેન [ પા. ૯૮ ]

જો રે મરીને સરજું ઉડણુ ચરકલી
જાઇ બેસું વીરાને ટોડલે.
જો રે મરીને સરજું કૂવાનો પથરો
માથે ધોવે રે વીરડો ધોતીઆં.

એવી અંતર ચીરનારી મૃત્યુ–ભાવના ભાવે : આવી હૃદયસ્પર્શી, વેધક, કલાવિહીન, ને આડમ્બરહીન ગૃહ–ઉર્મિઓ ચારણી કાવ્યમાં ગોતી જડશે નહિ. શ્રાવણી ત્રીજના વિશિષ્ટ તહેવાર પર બ્હેનને ઘેરે તેડી લાવવા માટે હેતાળ ભાઇ એને સાસરે જાય : પણ બનેવીની જમીનમાં બારબાર હળનાં વાવણું જૂત્યાં હોવાથી એ બાર સાથીઓનાં ભુખલાડાં કોણ ટીપી આપે ? બનેવી બ્હેનને નથી મોકલતો : હતાશ ભાઇ ઘેરે આવીને વાટ જોતી માતાને એક જ સંદેશો કહે છે :

એક મત જલમો માતા બેનડી રે
બેનડી રુવે પરદેશ !
સાતે ભાયાની બેનડી રે
બેનડી રુવે પરદેશ !

એવી શ્રમજીવીઓની સંસાર–ઘટનામાં ભરપૂર પડેલી મનોવેદનાને આટલી સરલ દ્રાવક શૈલીએ વર્ણવવાની આશા અમીરઆશ્રિત અને આડમ્બરપ્રેમી ચારણ–કવિ કનેથી રાખવી વ્યર્થ છે. ચારણી કાવ્ય એ પૂરું લોકકાવ્ય નથી. એ બે વચ્ચેનો ભેદ તો આ રહ્યો :

"It is difference between sophistication and artlessness : Minstrel's song will suit the hall better than the bower, the tavern or the public square better than the cottage, and would not go to the spinning-wheel at all. (Prof–Kitterege).

## દોહાનું ઋતુકાવ્ય

લોકસાહિત્યનું ઉત્તમોત્તમ ઋતુકાવ્ય તો દોહાઓમાં ઉતર્યું છે : ગ્રામ્યગીતો અને ચારણી ગીતો, બન્નેના નબળા સંસ્કારોથી મુક્ત અને છતાં બન્નેનાં જૂજવાં સામર્થ્યને સંઘરતા એ દોહાઓ એટલે ગોપજનોનાં વનવાસી હૈયાંનો મીઠામાં મીઠો નીચોડ : એની સૌંદર્યપારખુ દષ્ટિ એક બાજુથી બે બબ્બે પંક્તિના દોહામાં

વરસ વળ્યાં વાદળ વળ્યાં,
ધરતી નીલાણી;
એવું ચિત્રાંકણુ કરે છે અને છતાં તેની સાથોસાથ
(એક) વિજાણુંદને કારણે
શેણી સુકાણી.

એવું વિજોગી ગોપ–યુવતીનું પ્રેમ–દર્દ સબલ મિતાક્ષરી રીતે ચાંપી ચાંપી એ બબ્બે પંક્તિઓમાં ભરી આપે છે. ચિત્રાલેખન અને વેદનાલેખન, બન્નેની સમતોલ મેળવણીમાંથી નીપજેલા

કોટે મોર કણૂકિયા વાદળ ચમકી બીજ,
રુદાને રાણો સાંભર્યો આઇ અષાઢી બીજ.

સાણે વીજું સાટકે, નાંદીવેલે નેસ,
કુંવર બચ્ચું કુંજનું, બેઠી બાળે વેશ.

એવા દોહાસોરઠા દાયરે અને નેસડે, સિતારના તાર પર અને વાંસળી વાટે, સભારંજક વાર્તાકારને કંઠે અને ગાયો ચારતા ગોવાળને ગળે, રાજસભામાં અને રેંટીઆના ગુંજન સાથે, સર્વત્ર રેલી શકે છે, પીનાર પાનાર રંક કે રાય, વિદ્વાન કે નિરક્ષર, સ્ત્રી કે પુરુષ, સર્વને સચોટ નાદ–પડકાર સમેત દોહો સ્પર્શી શકે છે. એ મેહ–ઉજળીના

મોટે પણુગે મે આવ્યો ધરતી ધરવતો
અમ પાંતીનો એ ઝાકળ ન વરસ્યો જેઠવા!

વણુ સગે, વણુ સાગવે, વણુ નાતરિએ નેહ,
વણુ માવતરે જીવશું, તું વણુ મરશું મેહ!

એ મેહનું રૂપક વાપરીને કરેલા વિલાપોમાં સ્ત્રીત્વ અને પુરુષત્વ ભારોભાર છે. ભાષા–રચનામાં મર્દાનગીભર્યા ચારણી કાવ્યનું સંયમિત કૌવત છે. અને તેટલી જ ગરબાગીતની કોમલતા છે. કારણુ એ છે કે આ દોહાસોરઠાનું સર્જન સભારંજક અને અલંકાર–શોકીન ચારણુ કવિનું નથી, આ તો છે નિસર્ગનાં વીરત્વ અને માર્દવ બન્નેના ગાઢ સંગી, પ્રેમદર્દી, વિરહાનુભવી અને તે છતાં બીજી બાજુ તેટલા જ વિક્રમશીલ સ્વભાવવાળા વનરાજ–સંગાથી ગોપજનોનું ઉર્મિ–ઉચ્ચારણુ.

# ચારણી કવિઓની જાતિઓ

**૧. મોતીસર** : કચ્છ–ભુજના રાજકવિ માવલજીની પાસે માણેકજી નામે રજપુત રહેતો. એ માણેકજીને માવલજીનાં રચેલા તમામ કાવ્યો કંઠે હતાં. માવલજીએ ઉદેપુરના મહારાણાનો એક ગ્રંથ બનાવેલો, પણ મહારાણાના તેડાવ્યા છતાં યે માવલજી ઉદેપુર જઇ શકતા નહોતા. એવામાં માણેકજી રજપુત માવલજીનું નામ ધારણ કરી, ઉદેપુર જઈ એ આખો ગ્રંથ પોતાને કંઠસ્થ હોઇને રાણા સમક્ષ સંભળાવી, મોટું ઇનામ ઉપાડી આવ્યો. ભુજના રા'એ એને કેદ કર્યો. આખરે માવલજીએ પોતાની પુત્રીના વિવાહને પ્રસંગે રા' પાસેથી માણેકજીની મુક્તિ માગી. "માણેકજી જો તારો માગણીઆત થાય તો છોડું." એવી રા'એ શર્ત મૂકી. એ શર્તે માણેકજી છુટયો, માવલજી ચારણનો યાચક ઠર્યો ને માવલજીએ એના કંઠમાં સાચા મોતીની સેર (માળા) રોપી, તે પરથી એના વંશજો મોતીસર કહેવાયા ને ચારણોના યાચક બન્યા. કાવ્યરચનાની સિદ્ધિ તેઓને સરી પેઠે વરી. આજે આ જાતિ મારવાડમાં તેમ જ આંહી પણ અલ્પ સંખ્યામાં છે.

**૨. મીર** : મુસલમાનો છે. પોતાને તાનસેનના વંશજો કહાવે છે.

**૩. ઉઢિયા** : પરજીઆ ચારણોના યાચકો છે. મીરો સાથે તેઓને રોટીવહેવાર નથી.

**૪. ઢાઢી** : અસલ હિન્દુ : કૃષ્ણના સમયમાં નૃત્ય, રાસ વગેરે કાર્ય કરતા : પછી તેઓ કાઠીઓની સાથે માગણીઆત બનીને રહ્યા. પછી મુસમાનોએ તેઓને વટલાવ્યા.

**૫. રાવળ** : અસલ ચારણના પુરોહિત બ્રાહ્મણ : પણ કચ્છના રાજકવિ માવલજીની બે પુત્રીઓને પરણાવતી વેળા, બન્નેને ક્જોડાં થતાં હોવાથી બન્ને કન્યાઓને બદલાવી નાખી : મોટી કન્યા મોટા વરને અને નાની નાનાને પરણાવી દીધી. ચારણો ખીજાયા. ગોરને વટલાવી વહીવંચા સ્થાપ્યા. અત્યારે તેઓ ચારણોનાં નામ માંડે છે, સાથે જમે છે ને ચારણોને યાચે છે.

# કહે રાધા કાનને

[ રાધા–કૃષ્ણની આ વિરહ–બારમાસી પચાસ વર્ષની અંદર જ રચાએલી લાગે છે. રચનાર કોઈ 'ભૂરો' નામે કવિ લાગે છે. કોઈ કહે છે કે 'ભૂરો' નામે એક મીર હતો, જ્યારે બીજા કહે છે કે એ ઉપલેટાનો રહીશ ભૂરો રાવળ છે. વાચક જોઈ શકશે કે આ 'બારમાસી' માં ઋતુનાં વિશિષ્ટ લક્ષણો વર્ણવાયાં નથી. ક્યાંઇક ક્યાંઇક કેવળ આછાં દર્શન આવે છે. તે સિવાય પ્રધાનપદે તો એની શાબ્દિક ઝડઝમક અને પ્રવાહી ઊર્મિમયતા છે. ચારણના કંઠમાંથી ગવાતી વેળા એનો નાદ–પ્રભાવ મન હરી શકે છે. સામાન્ય રીતે ચારણી ઋતુગીતો આષાઢથી ઉપડે છે, પણ આમાં જેઠથી પ્રારંભ થાય છે. ]

### [ દોહા ]

સમરૂં માતા સરસતી ! અવચળ વાણી આપ !
ગુણ ગાવા ગોવિંદના, ટળે જ ભવના તાપ.

કાન તજી અમને ગીયા, સઘળો ગોપી સાથ,
પ્રભુ નાઠ્યા દ્વારાપુરી, રાજ કરે રૂગનાથ.

મેં રહું ગોકુળ ગામમેં [1]કાનડ નાઠ્યા કોઇ,
અબ ઝખના એસી કરૂં શ્યામ સંદેશો સોય.

[2]વિનતા તમને વીનવે, નહિ [3]નેઠો કે નેહ,
એક વાર માધા આવજો ! જો અબ [4]આયો જેઠ.

---

૧. કાન. ૨. વનિતા ૩. પતો : ભાળ ૪. આવ્યો.

[ છંદ રોમળીઆ ]

આજ જેઠ આયો, લહેર લાયો, [1]ચંત ચહાયો શામને,
જદુવંસ જાયો, નાથ નાયો, કહેણ કહાયો કાનને;
વન [2]વેણ વાતાં, રંગ રાતાં, ગોપ ગાતાં [3]ગ્યાનને,
ભરપૂર જોબનમાંય ભામન કહે રાધા કાનને,
જી! કહે રાધા કાનને.

[ હવે જેઠ મહિનો આવ્યો, આનંદની લહરીઓ લાવ્યો: ચિત્ત સ્વામીને ચહાવા લાગ્યું. કાનને સંદેશો કહાવ્યો. છતાં એ યદુવંશમાં જન્મેલો નાથ ન આવ્યો. વનમાં વેણુ (વાંસળી) વગાડતા, રંગમાં રાતા બનેલા ગોપલોકો જ્ઞાનમાં ગીતો ગાય છે. અને ભરપૂર યૌવન-વાળી ભામિની રાધા કાનને કહેવરાવે છે. ]

### આષાઢ

દન ગણતાં જેઠે ગયો, કાળી ઘટા ઘન કાઢ;
એણી પેરે કાના આવજે! આયો માસ અષાઢ.

આષાઢ આતાં, મેઘ માતાં, વાય વાતાં વાદળાં,
ધર નીર ધારા, દુઃખી દારા, સામી મારા શામળા!
વાજંત્ર વાજે, ગેહેરી ગાજે, મેલ્ય માઝા માનને,
ભરપૂર જોબનમાંય ભામન કહે રાધા કાનને
જી! કહે રાધા કાનને.

[ દિવસો ગણતાં જેઠ પણ ગયો. વાદળાંએ કાળી ઘટા કાઢી. હે કાના! આ તરફ હવે આવજે! આષાઢ માસ આવ્યો.

આષાઢ આવતાં તો મેઘ માતેલો બન્યો. વાયુમાં વાદળાં વહેવા લાગ્યાં. ધરતી પર પાણીની ધારા પડે છે. (તારી વિરહિણી) દારા

૧. ચિત્ત ૨. 'વેણુ' શબ્દને ટુંકાવ્યો છે. ૩. જ્ઞાનમાં (ઉત્તર હિન્દુસ્થાનમાં 'ગ્યાન' બોલાય છે.)

દુઃખી થાય છે હે મારા શામળા સ્વામી! આ વાજીંત્રો વાગે છે. એવા નાદ ગાજે છે, માનિની હવે તો માન ને મર્યાદા મેલી દે છે. એમ ભરજોબનમાં આવેલી ભામિની રાધા કાનને કહાવે છે.]

### શ્રાવણ

ત્રીજો બેઠો [1]તબ તહે અણપૂરી મન આશ,
અબળા મેલી એકલી, [2]કહીએ શ્રાવણ માસ.

શ્રાવણે સારાં, ઝરે ધારાં, કેક તારાં કામની,
પહેરી પટોળાં, રંગ ચોળાં, ભમે ટોળાં ભામની;
શણગાર સજીયે, રૂપ રજીયે, ભૂલ ભજીયે ભાનને,
ભરપૂર જોબનમાંય ભામન કહે રાધા કાનને
જી! કહે રાધા કાનને.

[ત્રીજો મહિનો બેઠો ત્યાં સુધી પણ મનની આશા અપૂર્ણ રહી. (સ્વામીએ) અબળાને એકલી મેલી. એવો શ્રાવણ માસ વર્ણવીએ છીએ.

શ્રાવણમાં સારી પેઠે વૃષ્ટિ ઝરે છે. કેક કામિનીઓ (સંસાર) તરે છે. રંગે રાતાંચોળ પટોળાં પહેરીને સ્ત્રીઓનાં ટોળાં ભમે છે. અમે પણ શણગાર સજીએ છીએ, રૂપને રંજિત કરીએ (શણગારીએ) છીએ, લજ્જા અને ભાન ભૂલીએ છીએ.........]

### ભાદરવો

નહિ આવો તો નાથજી! પાડીશ મારા પ્રાણ;
ગડ હડ અંબર ગાજીયો, જોર [3]ભાદ્રવો જાણ!

---

૧. તબ તહ=ત્યાં સુધી (ચારણી કાવ્યમાં હિન્દી પ્રયોગોની છૂટથી મેળવણી થાય છે.)

૨. કહીએ (કાઠી પ્રયોગ)

૩. ચારણી ભાષા હમેશાં માત્રા મેળને ખાતર જરૂર પડતાં આવી છૂટ લે.

ભરપૂર ભાદ્રવ, [1]ડહકે દાદ્રવ, એમ જાદ્રવ આવતાં,
[2]ગહેકે ઝિંગોરા, સાદ ઘોરા બહુ મોરા બોલતા.
સંતે ઉચ્ચારા, સુને મારા, ધરૂં તારા ધ્યાનને.
ભરપૂર જોબન માંય ભામન કહે રાધા કાનને
જી! કહે રાધા કાનને.

[હે નાથ! તમે નહિ આવો તો હું મારા પ્રાણુ ત્યજીશ. આ તો ગડગડાટ કરીને આકાશ માન્યું. એવો જોરદાર ભાદરવો આવ્યો જાણે.

ભાદરવો ભરપૂર વરસે છે. દાદુરો (દેડકાં) ડરાંઉં! ડરાંઉં! બોલે છે. અને જાણે જાદવ (કૃષ્ણ) આવતા હોય તેમ મોરલા શોર કરી કરીને ઝિંગોર ગજાવે છે. સંત લોકો (શાસ્ત્રો) ઉચ્ચરે છે. હું તો તારૂં જ ધ્યાન ધરૂં છું.......]

આસો

શું કરવા સાહેલડી, અંતર હોય ઉદાસ!
અલબેલો નાવ્યા [3]અઠે, આવ્યો આસો માસ.

આસો જ એમેં, કરવું કેમેં, પ્રીત પ્રેમે પાળીએ
ઓચંત આવે, નીંદ નાવે, મન્ન માવે મોહીએં;
નીર ધાર નયણે ઝરે [4]શમણે, શામ શેણે સંભરે,
ભરપૂર જોબન માંય ભામન કહે રાધા કાનને
જી! કહે રાધા કાનને.

[હે સાહેલી! શા માટે તારૂં અંતર ઉદાસ છે? એટલા માટે કે આસો માસ આવ્યો છતાં અલબેલો આંહી ન આવ્યો.

---

૧. દેડકાંનો અવાજ 'ડહકે' શબ્દથી સુચવાયો છે.
૨. તેજ રીતે મોરના સુર માટે 'ઝિંગોરા' ખાસ શબ્દ છે. અને 'ગહેકે' પણ મોરનું જ બોલવું બતાવે છે.
૩. અઠે: આંહી. (મારવાડી પ્રયોગ.) ૪. શમણું: સ્વપ્ન.

એમ આસો આવ્યો. હવે કેમ કરવું ? હે શ્યામ ! પ્રીતિ તો પાળવી ઘટે. રખે ઓચીંતા એ કદાચ આવી ચડે, તેથી મને નિદ્રા નથી આવતી. મન માવા (કૃષ્ણ) પર મોહ્યું છે. નયનમાં પાણીની ધારા ઝરે છે. સ્વપ્નમાં શ્યામ સાંભરે છે......]

### કાર્તિક

શું કરવા સાહેલડી અંતર હોય ઉદાસ ?
રાધા કહે સુણ ગોપિકા ! કહીએ કારતક માસ.

કારતક માસે, તોરી આશે, મન [1]સાસે [2]માવજી !
જરૂર જોતી, રૂદે રોતી, લાલ ગોતી લાવ જી !
બુધવંત બાઈ, સેણ સાંઈ, કહો કાંઈ કાનને !
ભરપૂર જોબન માંય ભામન કહે રાધા કાનને
જી ! કહે રાધા કાનને.

[કાર્તિકમાં હૃદય તમારી આશાએ જ શ્વાસ લે છે હે માવાજી ! રાહ જોતી જોતી રાધા હૃદયમાં રોવે છે. કોઈ સખી જઈને લાલને (પતિને) શોધી લાવો ! એ બુદ્ધિવંત બાઈઓ ! કાનને જઈને કાંઈક તો કહો !]

### માગશર

સંભારૂં હાડી શામને, થિર નહિ મન થાય,
વ્રજવાસી ! આવો વળી, મગશર મહિના માય.

મગશરે માધા ! મન્ન બાધા, જુવે રાધા બાળીએ,
ઘર ગોપ ઘેલી, બાળ બેલી ! પ્રીત પેલી પાળીએ !
સોળસેં સાહેલી, ખેલ ખેલી, અલ્લબેલી આનને
ભરપૂર જોબન માંય ભામન કહે રાધા કાનને
જી ! કહે રાધા કાનને.

---

૧. શ્વાસ લે છે. ૨. કૃષ્ણનું નામ.

[ રોજ શામને સંભારૂં છું. મન સ્થિર થતું નથી. હે વ્રજવાસી! માગશર મહિનામાં હવે પાછા વળી આવો.

હે માધવ ! માગશરમાં મન (તમારી સાથે) બંધાઇ ગયું છે. રાધા જાળીઆમાંથી નિરખતી તમારી વાટ જોવે છે. ઘરમાં ગોપી ઘેલી બની છે. હે બાળપણના બંધુ ! ભલે તમે સોળસેં સખીઓ સાથે ખેલ ખેલ્યા, પણ પહેલી બાંધેલી પ્રીત તો પાળવી જોઈએ. ]

## પોષ

નહિ આવો તો નાથજી ! રહે ઘણો મન રોષ,
દન લાગે [1]અત દોયલા, પ્રભુજી ! બેઠો પોષ.

પોષે જહેલા [2]મગ મેલા ! આંહીં વેલા આવીએં !
તલખંત ચંતર, એમ અંતર, [3]દેઈ થરથર હાંખીએં !
કાનડ કાળા ! છોડ ચાળા ! [4]મરમ્માળા ! માનને !
ભરપૂર જોબન માંય ભામન કહે રાધા કાનને
જી ! કહે રાધા કાનને.

[ હે નાથ ! નહિ આવો તો મારા મનમાં ઘણો રોષ રહેશે. દિવસો અતિ દોહલા લાગે છે. હે પ્રભુ ! પોષ બેઠો.

પોષમાં તો હે મલિન મનના માનવી ! વ્હેલા આવો. મારૂં અંતર તલસે છે. મારો દેહ (ઠંડીથી) કેવો થર ! થર ! ધ્રૂજે છે તે હું બતાવું. હે કાળા કાન ! હવે તું તોફાન છોડ. હે મર્માળા ! માની જા ! ]

## માહ

શણગાર પેરી શોભતા ગીત ઘરોઘર ગાય,
તોરણ બાંધ્યાં અંબ તણાં, મોહકારી માહ માંય.

---

૧. અતિ ૨. મેલા મન વાળા ૩. દેહ ૪. મર્માળા.

માહ મોહકારી, જાય ભારી, નમું નારી નેહથી,
સેંથો સમારી, વેણુ સારી, વારી વારી મેહથી;
મોજે સમાથણુ, હાલી હાથણુ, સરવ સાથણુ સાનને,
ભરપૂર જોબનમાંય બામન કહે રાધા કાનને
જી ! કહે રાધા કાનને.

[ શોભીતા શણગાર પહેરીને (સ્ત્રીઓ) ઘેર ઘેર (લગ્નનાં) ગીતો ગાય છે. આંબાનાં પાંદડાંના તોરણ બંધાય છે. મોહક માહ મહિનામાં એવું એવું થઇ રહ્યું છે.

એવો મોહક માહ મહિનો મારે તો બહુ વસમો જાય છે. હું નારી તને સ્નેહથી નમું છું. વિરહથી (ઉત્તેજીત થયેલી) હું વારંવાર મારો ચોળાતો સેંથો સરખો કરું છું અને વિખરાતી વેણીને ફરી ફરી ગુંથું છું. સર્વે સાથણો (સખીઓ) ને લઇ, જાણે હાથણી હાલતી હોય તેમ રાધા) નીકળે છે......

ફાગણ

કપટી નાવ્યા કાનજી ગિરધારી ગોકુળ,
સાથ લગ્યો સોહામણો, ફાગણ ફુલ્યાં ફુલ.

ફાગણ પુરંગા, શામ સુરંગા ! અંગ રંગાં ઓપીએ;
મુળગી ન માયા, નંદજાયા ! કંસ ઉપર કોપીએ;
બામન ભોળી રમે હોળી તેમ ટોળી તાનને,
ભરપૂર જોબન માંય બામન કહે રાધા કાનને
જી ! કહે રાધા કાનને.

[ ફાગણ [illegible]રી હાર્યો. હે સુરંગી શ્યામ ! આજ તો અંગ રંગેલ હોય તો જ ઓપે. હે નંદના જાયા ! જરા જ પ્રીતિ ન રહી ? આવો કોપ તો કંસ ઉપર જ કરાય. ભોળી ભામિનીઓ ટોળે વળીને તાનમાં હોળી રમે છે. ]

### ચૈત્ર

અબળા અરજી આખવે, ખૂબ રાધા મન ખંત,
નેણે ધારા નિરઝરે, ચૈતર લાગ્યો ચંત.

ચૈતરે સામી! ગરૂડગામી! [૧]અંત્રજામી! આવીએં,
ધર ગિરધારણુ! કંસ-મારણુ! ધેન-ચારણુ! ધાઇએં!
બળભદ્ર બાળા! છોગલાળા! વારી કાના [૨]વાનને,
ભરપૂર જોબન માંય ભામન કહે રાધા કાનને.
જી! કહે રાધા કાનને.

અબળા અરજી કરે છે. રાધાના મનમાં ખૂબ ખાંત છે. નયને અશ્રુધારા ઝરે છે. ચૈત્ર માસ એવો ચિત્તમાં લાગ્યો છે.

ચૈત્રમાં હે સ્વામી! હે ગરૂડ પર ચડનાર! હે અંતર્યામી! આવો. હે (ગોવર્ધન) પર્વતને ધરનારા! કંસને મારનારા! ધેનુ (ગાયો) ચારનારા! હવે ધાજો. હે બળરામના બાળા (નાનેરા) ભાઇ! હે (મોરપિચ્છના) છોગાવાળા! તમારા (શ્યામ) વર્ણ પર હું વારી જાઉં છું....]

### વૈશાખ

[૩]અઢાર ભારે એકઠાં, પ્રભુ! આંબા વનપાક
કોયલ કીલોળા કરે, શો ફળિયો વૈશાખ!

વૈશાખ વળિયો, ફુલ ફળિયો, અંબ બળિયો આવિયો,
નરખંત નીતિ, રાજ રીતિ, ગોપ ગીતિ ગાવિયો;
મનમેં મધૂરો, પ્રેમ પૂરો, ગાય ભૂરો ગ્યાનમેં,
ભરપૂર જોબન માંય ભામન કહે રાધા કાનને
જી! કહે રાધા કાનને.

---

૧. અંતર્યામી. (ચારણો શબ્દોને કેવી રીતે ટૂંકાવે છે તેનો નમુનો)
૨. વર્ણ, રંગ.
૩. સમગ્ર વનસ્પતિને 'અઢાર ભાર' કહેવામાં આવે છે.

[ અઢાર પ્રકારની વનસ્પતિ એકઠી થઇ છે. હે પ્રભુ ! વનના આંબા પાક્યા છે. કોયલ કિલ્લોલ કરે છે. વૈશાખ કેવો ફાલ્યો છે !

વૈશાખ વર્ષ્યો, ફુલડે ફાલ્યો, અઢળક આંબા આવ્યા. ગોવાળો ને ગોવાળણો ગીતો ગાય છે. મનમાં મધૂર પ્રેમથી ભરપૂર ભૂરો કવિ જ્ઞાનદષ્ટિએ ગાય છે................. ]



# વ્રજે માધા આવણાં !

## ૨.

[ અર્થ-ચમત્કૃતિ અથવા તો વાસ્તવિક ઋતુવર્ણન વિહોણા ઉપર લખ્યા છંદમાંથી આપણે હવે થોડે ઘણે અંશે એ બન્ને લક્ષણો ધરાવતા એક જૂના કાવ્ય પર આવીએ છીએ. એમાં શબ્દની જમાવટ સંપૂર્ણ નાદવૈભવ નીપજાવનારી હોવા છતાં અર્થની છેક જ આહુતિ નથી અપાઇ. માસે માસનાં ખાસ લક્ષણો ફુટી ઉઠે છે અને તેમાંથી વિરહોર્મિની વધુ ખીલાવટ થાય છે. કાંગશા તાબાના સરમડા અથવા પાંડરાતીરથ ગામના રહીશ ગઢવી જીવણ રોહડીઆનો રચેલો આ છંદ છે. એને બસો વર્ષ થયાં કહેવાય છે. જીવણ રોહડીઆનું રચેલું 'અંગદ-વિષ્ઠિ' નામક છંદોબદ્ધ મહાકાવ્ય પણ પંકાય છે. આંહી 'આષાઢ' માસથી કાવ્ય ઉપડે છે. આષાઢથી આરંભ શા માટે ? તે ચર્ચા પ્રવેશકમાં કરેલી છે. છંદ પણ 'ગજગતિ' કહેવાય છે. એટલે કે હાથીની ચાલ્યને મળતી આ છંદની ગતિ છે. વિશેષ વિવરણ પ્રવેશકમાં જડશે. ]

[ દોહા ]

સુબુધિ દે [1]મૂં સરસતી ! ગુણપત [2]લાગાં પાય;
રાધા માધા મેહ [3]રત પ્રણવાં તુજ પસાય.

ધર આષાઢ ધડૂકિયો, મોરે કિયો મલ્લાર,
રાધા માધા સંભરે જદુપતિ જગ આધાર.

૧. મને ૨. લાગું ૩. ઋતુ

ઝળહળ વાદળીયાં વચ્ચે વીજળીયાં ઝળકંત,
રાધા માધા કંથ વણુ [1]ખણુ નવ રીઅણુ ખસંત.

[ હે સરસ્વતી! મને સુબુદ્ધિ દે. હે ગુણપતિ! તમારે પાયે નમું છું. તમારી કૃપાથી હું રાધા–માધવની ઋતુઓનાં ગાન કરું છું.

ધરતી ઉપર આષાઢ માસની મેઘ-ગર્જના થાય છે. મોરલા મલ્હાર રાગ ગાવા લાગ્યા છે. એ વખતે રાધાજીને માધવ સાંભરે છે, યદુપતિ પ્રભુ યાદ આવે છે.

ધમસાણુ બોલાવતી વાદળીઓની વચ્ચે વીજળી ઝબૂકે છે. એ વખતે ઓ માધવ! રાધાજી એના કંથ વગર ક્ષણુ પણુ અળગાં નથી રહી શકતાં...........]

[ વ્રજગતિ છંદ ]

વ્રજ વહીં આવણું જી કે વંસ વજાવણું,
પ્યાસ બુઝાવણું જી કે રાસ રમાવણું.

રંગ રાસ [2]રુત ખટ માસ રમણું! પિયા પ્યાસ બુઝાવણું!
આષાઢ ઝરણું ઝરે અંબર, તપે તન [3]તરણી તણું;
વિરહણી નેણું વહે [4]વરણું, ગિયણુ વિરહી ગાવણું!
[6]આખંત રાધા, નેહ બાધા! વ્રજ્જ માધા આવણું!
જી! વ્રજ્જ માધા આવણું!

[ હે પ્રભુજી! વ્રજમાં આવો અને બંસરી બજાવો! મારી પ્યાસ બુઝાવો અને રાસ રમાડો! છયે ઋતુના રંગને ઓપતા રાસ રમાડીને હે પિયુ, પ્યાસ છીપાવો! આકાશથી ઓ પ્રિયતમ, આષાઢી મેઘની ધારાઓ ઝરે છે, પણુ અમારાં–તરુણીઓનાં અંગ તો વિરહની વેદનાથી તપી છે. વિરહિણી ગોપીઓનાં નેત્રોમાંથી વારિ (અશ્રુ) વહે છે. વિરહનાં ગીતો ગવાય છે. રાધાજી કહાવે છે કે ઓ માધવ! સ્નેહથી બંધાયેલા ઓ સ્વામી! વૃંદાવને આવો! એ જી! આવો!

---

૧. ક્ષણુ ૨. ખટ (છ) ઋતુ. ૩. તરુણી. ૪. વારિ (પાણી) ૫. ગીત. ૬. કહે છે.

### શ્રાવણ

ઓધવ આકળે જી કે મનહર નો મળ્યે,
ગોપી સુક ગળે જી કે શ્રાવણ સહળે.

સહળે જ્યમ જ્યમ મેહ શ્રાવણ, અબળ ત્યમ ત્યમ આકળે,
[1]બાપયા પ્રબળા શબદ બોલે, જીયા પિયુ વણ નીંઝળે;
મજ મોર કોકિલ શોર મંડે, નીંદ્ર સેજે નાવણાં,
આખંત રાધા, નેહ બાધા, વ્રજ માધા આવણાં!
જી! વ્રજ માધા આવણાં!

[ હે ઓધવ ! કૃષ્ણને કહેજો કે પ્રિયતમ ન મળવાથી અકળાઉં છું. ગોપીઓ (નાં શરીર) સૂકાઇને ગળે છે. અને હવે તો આ શ્રાવણ વરસવા લાગ્યો.

જેમ જેમ શ્રાવણનો મેહ વરસે છે, તેમ તેમ અમે અબળાઓ અકળાઇએ છીએ. અનેક બપૈયાઓ પિયુ પિયુ પોકારે છે, તેમ તેમ પિયુ વગર અમારો જીવ સળગી ઉઠે છે. મોરલાઓ અને કોકિલાઓ મીઠા શોર કરી રહ્યાં છે એ સાંભળી સાંભળીને સેજમાં (પથારીમાં) મને નીંદ નથી આવતી. ઓ માધવ! રાધા કહાવે છે કે હવે તો વૃંદાવને આવો, જી આવો!

### ભાદરવો

ભાદ્રવ સર ભરે જી કે અત નત ઉભરે,
[2]શ્રીરંગ સંભરે જી કે વિરહી વિસ્તરે.

વિસ્તરે ઉર વચ વિરહ વેલી શોક ગોકૂળ વન સહી,
ધન્ય ધન્ય તારી પ્રીત ગિરધર! ગોપ [3]તજ કુબજા ગ્રહી;
પંથ પેખ થાક્યા નયણ દનદન, વચન જલમ નભાવણાં!
આખંત રાધા, નેહ બાધા! વ્રજ માધા આવણાં!
જી! વ્રજ માધા આવણાં!

[ભાદરવાની વૃષ્ટિ વડે સરોવરો ભરાઇ ગયાં છે-અરે છલકાઇ ગયાં

---

૧. બપૈયા ૨. પ્રભુનું નામ. ૩. તજીને.

છે. એવા રમ્ય સમયે મને શ્રીરંગ પ્રભુ સાંભરે છે. મારા ઉરમાં વિરહની વેલી જાણે કે પથરાય છે. ગોકુળનાં વનમાં શોક પ્રસર્યો છે. પરંતુ હે ગિરધારી! તારી પ્રીતિને તો ધન્ય છે, કે તેં સુંદર ગોપીઓને તજીને પણ કુરૂપ કુબજાજી ઉપર સ્નેહ ઢોળ્યો. હવે તો દિવસ પછી દિવસ માર્ગે નજર માંડી માંડીને નયનો થાકી ગયાં છે. હવે તો તારૂં વચન પાળજે. રાધા કહાવે છે કે હે માધવ! હવે તો વ્રજમાં આવજે!}

## આસો

આસો અવધીઆ જી કે આશા વદ્ધિયા,
થે નવ નદ્ધિયા જી કે આ૦ય અવદ્ધિયા.

આવિયા આસો, અવધ આવી, સરવ [1]નવનધ સાંપજી,
ઉતરે શરદ હેમંત આવી, પ્રભૂ નાયા પિયુજી.
જળ કમળ છાયાં, નંદજાયા! ભાવનંદન [2]ભામણાં!
આખંત રાધા, નેહ બાધા! વ્રજ્જ માધા આવણાં!
જી! વ્રજ્જ માધા આવણાં!

[આ તો એમ કરતાં કરતાં આસો માસની તારી અવધિ પૂરી થઇ. ને મારી આશા પણ વધવા માંડી. નવે નિધિની સંપત્તિ પાકી ગઈ છે. શરદ પણ ઉતરી હેમન્ત ઋતુ બેઠી. તો યે પ્રિયતમ પ્રભુ ન જ આવ્યા. હે નંદના જાયા! એ ભાવનંદન! તમારાં વારણાં લઉં છું. આ હેમન્તમાં જળ ઉપર કમળ છવાઇ ગયાં છે. હે નંદન! હવે તો તારો ભાવ દાખવ. હે માધવ! વ્રજમાં આવો! આવો!]

## કાર્તિક

અંબર [3]ઓડડે જી કે હોય [4]પ્રબ [5]પહોડડે,
તોરણ [6]ટોડડે જી કે [7]કાતી કોડડે.

---

૧. આસો માસમાં નવ પ્રકારનાં નવાં ધાન્ય પાકે છે. ૨. વારણાં. ૩. ઓઢે છે. ૪. હોડ (હરીફાઇ) કરીને ૫. પરબ (પર્વ) ૬. ઘરનો ટોડલો ૭. કાર્તિક.

કોડડે ઘર ઘર [1]પરબ કાતી, દીપ મંદર દીજીએં,
કર સીર સીંદૂર, ફોર કેસર, કુંવર ધમ્મળ કીજીએં;
હોળક્ષ લાગી ફેર વ્રજ હર, સામ તપત સમાવણું!
આખંત રાધા, નેહ બાધા! વ્રજ માધા આવણું!
જી! વ્રજ માધા આવણું!

[રે! આ તો અંબરના સાળુ ઓઢી ઓઢીને સ્ત્રીઓ હોંશથી હોડ (સ્પર્ધા) કરી કરીને પર્વ ઉજવી રહી છે. ઘરને ટોડલે તોરણો બંધાયાં છે. એવો કોડભર્યો કાર્તિક માસ આવ્યો છે.

ઘેર ઘેર કોડે કોડે કાર્તિકનાં પર્વ ઉજવાય છે. મંદિરોમાં દીપક ઝળહળે છે._મસ્તક પર સીંદુરનાં તિલક કરે છે. કેસરની ફોરમ છૂટે છે.

આમ બીજાને તો કાર્તિક છે. ત્યારે આંહી વ્રજમાં તો હે હરિ! અમારે ફાગણની હોળી લાગી છે. માટે હે સ્વામી! આ ઉત્તાપ શમાવો. આવો જી આવો!]

## માગશર

માગસ મંદમેં જી કે આરત અંદમેં,
વામા વૃંદમેં જી કે રત રાજંદમેં.

રાજંદ માગસ મંદમેં રત અતિ આરત અંદમેં,
[2]દસ દખણ તજિયા ઉત્તર દણિયર, વમળ પ્રીતશું વંદમેં;
[3]મૃગશાખ કળ પ્રૂજતે બળવંત, હેમ દળ વીહામણું.
આખંત રાધા, નેહબાધા, વ્રજ માધા આવણું!
જી! વ્રજ માધા આવણું

[આ કડીનો અર્થ સમજાતો નથી.]

---

૧. પરબ (પર્વ) ૨. દક્ષિણ દિશા ત્યજીને સૂર્ય ઉત્તરે ગયો. એટલે કે ઉત્તરાયન થયા. (દણિયરઃ સૂર્ય. મૂળ 'દિનકર' શબ્દ પરથી અપભ્રંશ થયેલ હશે.) ૩. મૃગશિર્ષ નક્ષત્ર.

## પોષ

પોસ પ્રગટ્ટિયા જી કે પવન પલટ્ટિયા,
વન ગહટ્ટિયા જી કે હેમ ઉલટ્ટિયા.

ઉલટે ઓતર પોસ આયા, કામ પ્રગટે કામણી,
પય ઘટે નસ વા થટે ઉપટે, [2]ત્રટે છાંયા વન તણી;
જોબન્ન ઉવરત, તપે કુપ-જળ, પંડળ દળ ઓપાવણાં,
આખંત શાખા, નેહ બાધા, મજ્જ માધા આવણાં !
જીય મજ્જ માધા આવણાં !

[ પોષ મહિનો પ્રકટ થયો, ને પવનની દિશા પલટી. વનની ઘટા ઘટી ગઇ, હેમન્ત ઋતુ ઉલટાઇ ગઇ (ને શિશિર બેઠી.)

ઉત્તરાયને પોષ આવ્યો. કામિનીને કામ પ્રકટે છે, પાણી ઘટે છે. વા (પવન) ઝપાટા ખાય છે. વનની છાંયા (પાંદડાં ખરીને) ત્રૂટી જાય છે. યૌવન ઉછળે છે, કુવાનાં પાણી ગરમ થાય છે, પુંડરિક (કમળ) ફુલોની પાંખડીઓ ઓપાવનાર હે માધવ ! હવે આવો ! મંજમાં આવો ! એમ શાખા કહે છે. ]

## માહ

માહ ઉમાહિયા જી કે જમના જાહિયા,
પાપ પળાહિયા જી કે નતપત નાહિયા.

નર નાર નાહે, માસ માહે, પાપ જાહે પંડરા,
ધર ધરમ થાહે, [3]ગ્રેહ ગ્રાહે, ખંત જળ નવખંડરા;

---

૧. ગહટવું : ઘટવું ૨. ત્રૂટે.

૩. 'ગ્રહે ગ્રહે' અથવા 'ગેહે ગેહે' માંથી 'ગ્રેહ ગ્રા(ગ્રે)હે' સુધી રૂપાન્તર થયું ગણીએ તો જ એનો અર્થ 'ઘેરે ઘેરે' થાય.

¹રીયો ન જાહે, વ્રજ માંહે, રાત ²ધાહે જોરણાં,
આખંત રાધા, નેહ બાધા, વ્રજ માધા આવણાં!
જીય વ્રજ માધા આવણાં!

[ માહ માસ ઉમટયો. (લોકો) જમનામાં (ન્હાવા) જાય છે. પાપનાં નિવારણ કરે છે. નિત્ય નિત્ય ન્હાય છે.

માહ માસમાં નર અને નારીઓ નહાય છે, પંડનાં (દેહનાં) પાપ જાય છે, ઘેર ઘેર સ્થિર ધર્મ થાય છે,............ વ્રજમાં ( તો હવે ) રહ્યું જાતું નથી, રાત્રિ જોરથી ( ખાવા ) ધાય છે. માટે.......... ]

ફાગણ

અંબા મોરિયા જી કે કેસુ ફોરિયા,
ચિત્ત ચકોરિયા જી કે ફાગણ ફોરિયા.

ફોરિયા ફાગણ, પવન ફરહર, મહુ અંબા મોરિયા,
ઘણુ રાગ ઘર ઘર ફાગ ગાવે, ઝટે ³પવ્વન જોરિયાં;
ગહલાલ ઝોળી, રમત હોળી, રંગ ગોપ રમાવણાં,
આખંત રાધા, નેહ બાધા, વ્રજ માધા આવણાં!
જીય વ્રજ માધા આવણાં!

[આંબા મ્હોર્યા છે: કેસુડાં ફાલ્યાં છે: ચિત્ત અમારાં ચંચળ બન્યાં છે: એવો ફાગણ ફોરી રહ્યો છે.

ફાગણ ફોરી ( મ્હેકી ) ઉઠયો છે: પવન ફરકે છે: મહુડાં અને આંબા મ્હોર્યા છે: ઘેરે ઘેરે ઘણે રાગે હોળી ( વસંતોત્સવ )ના ફાગ ગવાય છે. પવન જોરની ઝપાટા મારે છે. ઝોળીઓમાં ગુલાલ ભરીને હોળી રમાય છે. હે ગોપ લોકોને રંગે રમાડણહાર! રાધા કહે છે કે હે સ્નેહમાં બંધાએલા માધવ! વ્રજમાં આવો!]

---

૧. રહ્યું ન જાય.

૨. ધાએ. ('એ' અથવા 'યે' નો 'હે' કરી નાખેલ છે: જુઓ નાહે (નહાયે), જાહે (જાયે) વગેરે.)

૩. પવન: ચારણી કાવ્યમાં અક્ષરને બેવડો કરી લેવામાં આવે છે: જુઓ– વ્રજ્જ.

## ચૈત્ર

તરવર પંગરે જી કે થરવર ગેહરે,
ચતરંગ ચૈતરે જી કે રત્ત વસંતરે.

વસંત દન દન, ફુલ ફળ વન, કંત! રત ચડતી કળા,
બળવંત પાટ વસંત બેઠો, [1]મધુ ગૂંજત શામળા;
મહેકંત ચંપ ગલાબ મોગર, વેલ છાબ વળામણા,
આખંત રાધા, નેહ બાધા, વ્રજજ માધા આવણાં!
જીય વ્રજજ માધા આવણાં!

[ તરૂવરો પાંગરે (ફાળે) છે. વન ઘાટાં થાય છે. ચતુરંગી ચૈત્ર માસમાં વસંતની ઋતુ આવે છે.

વસંતને દિને દિને વનનાં ફુલો અને ફળો થકી ઋતુની ચડતી કળા થાય છે. એવો બળવંત (ઋતુરાજ) વસંત (પ્રકૃતિના) સિંહાસને બેઠો છે. શ્યામરંગી મધુકરો (ભમરા) ગુંજે છે. ચંપો, ગુલાબ અને મોગરો મ્હેકે છે. હે વેલડીઓની છાબો વળાવનારા! રાધા કહે છે ..કે આવો!]

## વૈશાખ

વા વૈસાકરા જી કે અંગ [2]લાગ આકરા
ચંદન ચોસરા જી કે લેપન કેસરા.

[3]કેસરાં લેપન આડય કીજે, સરસ ચંદન ચોસરાં,
કમકમાં મંજન રાજકુંવરી મ્હેક ફુલ ગુલાબરાં.
વાહરા વંજન વધે વામા, ઝળત અંગ નહાવણાં!
આખંત રાધા, નેહ બાધા, વ્રજજ માધા આવણાં!
જીય વ્રજજ માધા આવણાં!

---

૧. 'મધુપ' હોવું જોઇએ. 'મધુ' એટલે તો 'મધ' જ થાય છે.

૨. લાગે છે. ૩. કેસર ગરમ હોવાથી કેવળ સુગંધ તેમજ શોભા ખાતર એની 'આડય' જ કપાળે થાય છે.

[ વૈશાખ માસના વાયરા અંગને અકારા લાગે છે. ચોસરાં ચંદનનાં ને કેસરનાં લેપન થાય છે

કેસરનું : લેપન તો કપાળે 'આડય' પૂરતું જ કરાય છે. અને ચંદનના લેપનું ચોસરા લગાવાય છે રાજકુંવરીઓ કુંકુમનાં મંજન લગાવે છે. ગુલાબનાં ફુલો બહેક બહેક થાય છે. વામાઓ ( સ્ત્રીઓ ) પંખા વતી વાયુ ઢોળે છે. હે જલત અંગોને નવરાવનારા ! રાધા કહે છે કે... ]

## જેઠ

પાળા ¹પ્રબ્બળા જી કે ઊગળ ઉજળા;
²તળસી વ્રત્તળા જી કે જેઠે વ્રજ્જળા.

જગ જેઠ જેઠેં ગ્રંભીએ જળ, વળે વાદળ ચૌવળાં,
³ગોમ વળકળ ⁴વોમ ⁵ગ્રીખમ, સુરત પ્રબ્બળ સાંવળા!
સર વાસ સૂકા, માસ લૂક, ⁶સઘણુ ઘણુ વરસાવણા!
આખંત રાધા, નેહ બાધા, વ્રજ્જ માધા આવણાં!
જીય વ્રજ્જ માધા આવણાં!

[ ' જેઠ માસમાં પાણી ગરંભાઇ જાય છે. ચાર પડોવાળાં વાદળાં પાછાં વળે છે. પૃથ્વી વ્યાકુળ થાય છે. વ્યોમ ( આકાશ ) ગરમ થાય છે. સૂરતા પ્રબળ બને છે. હે સાંવરા ! સરોવર સૂકાય છે. લૂ વાય છે. હે ભરપૂર વૃષ્ટિ વરસાવનારા ! રાધા કહે છે કે... ]

## અધિક માસ

અદ્દક આવીઆ જી કે ભામન ભાવીઆ,
વ્રજ્જ વધાવીઆ જી કે મંગળ ગાવીઆ.

---

૧. પર્વ ૨. તુલસીવ્રત ( સ્ત્રીઓ કરે છે ) ૩. પૃથ્વી ૪. વ્યોમ ૫. ગ્રીષ્મ ( ગરમ ) ૬. સઘન ઘન : સારી પેઠે વરસાદ

ગાવીઆ મંગળ ગીત ગૃહ ગૃહ ધરણુ જગત સોહાવીઆ,
ઓપાવીઆ શુભ મ્હેલ ઉજવળ ફેર ગોકુળ ફાવીઆ;
રણછોડ રાધા, નેહ બાધા, ભણે જીવણુ ભાવણા,
આખંત રાધા, નેહ બાધા! વ્રજ્જ માધા આવણા!
જીય વ્રજ્જ માધા આવણા!

[ અધિક માસ આવ્યાં. ભામિનીને મન ભાવ્યો, વ્રજમાં (પ્રભુને) વધાવ્યા. મંગળ ગીતો ગાયાં.

ગૃહે ગૃહે મંગળ ગીતો ગાયાં. જગતમાં શોભા કરી. મ્હેલને તમે સોહાવ્યો. હે રણછોડ રાધા! હે સ્નેહમાં બંધાયેલા! જીવણ (રોહડીયો) કહે છે કે............ ].



## ગોકુળ આવો ગિરધારી

[ રાધાકૃષ્ણની બારમાસીનો આ તદ્દન આધુનિક છંદ લઇએ. ભાવનગરના રાજકવિ શ્રી પીંગળસીભાઈ પાતાભાઇએ રચેલો છે. એમાં પણ ઝડઝમક, શબ્દ–કલા અને પ્રાસાનુપ્રાસ પ્રધાન પદે છે. ભાષામાં ડિંગળી તત્ત્વની ગ્રામ્ય સ્વાભાવિકતા ઘટીને હિન્દી અને વ્રજની આડમ્બરી ભભક ભળે છે. સોરઠી વાતાવરણની છાંટ નથી. ઋતુનાં વિશિષ્ટ લક્ષણો આલેખાયા નથી. કોઈ નવી કલ્પના કે નવી ચમત્કૃતિ ફુટતી નથી. આરંભ પણ કાર્તિકથી થાય છે. ]

યાદ કરે સહુ આપને, ખૂબ કરી લ્યો ખ્યાલ
અહીંયાં વેલા આવજો! ગિરધારી ગોપાલ!

:: છંદ ત્રિભંગી ::

કહું માસં કાતી, તિય મદમાતી,
દીપ લગાવી, રંગ રાતી,

મંદિર મેહલાતી, સબે સુહાતી,
મેં ડર ખાતી, ઝઝકાતી;
બિરહેં જલ જાતી, નીંદ ન આતી,
લખી ન પાતી મોરારી !
કહે રાધે પ્યારી, હું બલિહારી,
ગોકુલ આવો ગિરધારી !
જી ! ગોકુલ આવો ગિરધારી !

[ હું કાર્તિક માસ વર્ણવું છું: ત્રિયા (સ્ત્રી) ઉત્સવમાં મદમત્ત છે: દીપકો પ્રગટાવે છે. રંગે રાતીચોળ બની છે. મંદિરો ને મહેલાતો બધાં સોહાય છે. પણ હું ડરી ડરીને ચમકું છું. વિરહે સળગું છું. નિદ્રા નથી આવતી. હે મોરારી ! આ બધું લખ્યું જતું નથી. ]

માગશર

માગશર શુભ માસં, ધર્મ પ્રકાશં,
હિયે હુલાસં જનવાસં,
સુંદર સહવાસં, સ્વામી પાસં,
વિવિધ વિલાસં રનવાસં.
અન નહિ અપવાસં, વ્રતિ અકાસં,
નહિ વિસવાસં મોરારી !
કહે રાધે પ્યારી, મેં બલિહારી,
ગોકુલ આવો ગિરધારી !

[ માગશર શુભ માસ છે. એમાં ધર્મ પ્રગટ થાય છે. લોકોને હૈયે હુલાસ છે. રાણીવાસમાં સ્વામી અને સ્ત્રીઓના સુંદર સહવાસ થકી વિધવિધ વિલાસ થાય છે. માત્ર મને જ અન્ન ભાવતું નથી. ઉપવાસ થાય છે. આકાશી વૃત્તિ રાખીને બેઠી છું. હે મોરારી ! તમારા પર વિશ્વાસ નથી

## પોષ

પોષે પછતાઇ, શિશિર સુહાઇ,
થંડ લગાઇ સરસાઇ,
મનમથ મુરઝાઇ, રહ્યો ન જાઇ,
વ્રજ દુઃખદાઇ વરતાઇ;
શું કહું સમજાઇ, વેદ વતાઈ,
નહિ જુદાઈ નરનારી !
કહે રાધે પ્યારી, હું બલિહારી,
ગોકુલ આવો ગિરધારી !

[ પોષે પસ્તાઇ છું. શિશિર ઋતુ સોહે છે. થંડી લાગે છે. સ્નેહ મુંઝવે છે. રહેવાતું નથી. વ્રજ દુઃખદાયક દેખાય છે. હુ શું સમજાવું ! આ ઋતુમાં તો નર ને નારી જુદાં ન જ પડે...]

## માહ

મા મહિના આયે, લગન લખાયે,
મંગલ ગાયે, રંગ છાયે,
બહુ રેન બઢાયે, દિવસ ઘટાયે,
કપટ કહાયે વરતાયે,
વ્રજકી વનરાયે, ખાવા ધાયે,
વાત ન જાયે વિસ્તારી,
કહે રાધે પ્યારી, હું બલિહારી,
ગોકુલ આવો ગિરધારી !

[ માહ મહિનો આવ્યો. લગ્ન લખાય છે. મંગલ ગીતો ગવાય છે. રંગ રાગ છવાય છે. રાત્ર લંબાય છે. દિવસ ટુંકાય છે. પણ તમે તો કપટી કહેવાયા છો. વ્રજની વનરાઇઓ મને ખાવા ધાય છે. એ વાત વિસરી જાય તેવી નથી. ]

### ફાગણ

ફાગુન પ્રફુલ્લિત, બેલ લલિતં,
કીર કલિતં કોકિલં,
ગાવત રસગીતં, વસંત વજીતં,
દન દરસીતં, દુખ દિલં;
પહેલી કર પ્રીતં કરત કરીલં,
નાથ ! અનીતં નહિ સારી,
કહે રાધે પ્યારી, હું બલિહારી,
ગોકુલ આવો ગિરધારી !

[ ફાગણ પ્રફુલ્લિત બન્યો: લલિત વેલડીઓ ચડી; પોપટ ને કોયલો કિલકિલાટ કરે છે: રસગીતો ગાય છે. પરંતુ આ દિવસો મારા દિલમાં દુઃખમય દેખાય છે. પહેલી પ્રીત કરીને પછી આવી કુરીતિ કરો છો, તો હે નાથ ! અનીતિ નહિ સારી...]

### ચૈત્ર

મન ચૈતર માસં, અધિક ઉદાસં,
પતિ પ્રવાસં નહિ પાયે,
બન બને બિકાસં, પ્રગટ પળાસં,
અંબ ફૂળાસં ફળ આયે;
સ્વામી સેહબાસં, હિયે દિલાસં,
હિયે હુલાસં કુબજારી,
કહે રાધે પ્યારી, હું બલિહારી,
ગોકુલ આવો ગિરધારી !

[ ચૈત્ર માસમાં મન અધિક ઉદાસ છે. કેમકે પતિ પ્રવાસમાંથી પાછ ન આવ્યા. વને વન વિકસ્યાં. આંબાને ફૂલ આવ્યાં. હે સ્વામી ! અમને શાબાશ છે. દિલાસો દઇ ગયા, પણ તમારા હૈયામાં તો કુબજા પર જ હુલ્લાસ છે.

## વૈશાખ

ાંશાખે વહદળ, પવન અપ્રબળ,
અનળ પ્રગટ થળ તપતિ અતિ;
ોહત કુસુમાવળ, ચંદન શીતળ,
હુઇ નદિયાં જળ મંદ ગતિ;

ોનો હમસેં છળ, આપ અકળ કળ,
નહિ અબળા બળ બતવારી;
હે રાધે પ્યારી, હું બલિહારી,
ગોકુલ આવો ગિરધારી !

[વૈશાખમાં આકાશે સખ્ત પવન વાય છે, અગ્નિ પ્રગટ્યો છે, પૃથ્વી ાંત તપે છે. ફૂલોની માળા ને શીતળ ચંદન પ્રિય લાગે છે. નદીના હની ગતિ ધીમી પડી છે. આ ઋતુમાં તમે મારાથી છલ કર્યું છે. રી કળા અકળ છે. પરંતુ અબળાને બળ બતાવવાનું શું હોય !]

## જેઠ

જેઠ જગજીવન ! સૂકે બન બન,
ઘોર ગગન ઘન ચઢત ઘટા,
ાવત નહિ ભોજન, જાત બરસ દન,
કરત ત્રિયા તન કામ કટા;

ાલફૂત વ્રજકે જન, નાથ નિરંજન,
દિયા ન દરશન દિલ ધારી,
ાહે રાધે પ્યારી, હું બલિહારી,
ગોકુલ આવો ગિરધારી !

[ હે જગજીવન ! જેઠમાં વનેવન સૂકાય છે. ગગનમાં ઘોર ઘનઘટા છે. ભોજન ભાવતું નથી. વરસ વરસ જેવડો દિવસ જાય છે. ા શરીરને કામદેવ કાપે છે. વ્રજનાં જનો તરફડે છે. હે નિરંજન. ! તમે તો દર્શન જ ન દીધાં.]

## આષાઢ

આષાઢ ઉચારં, મેઘ મલારં,
બની બહારં જલધારં;
દાદૂર ડકારં, મયુર પુકારં,
તડિતા તારં વિસ્તારં;
નાં લહી સંભારં, પ્યાસ અપારં,
નંદકુમારં નિરખ્યારી,
કહે રાધે પ્યારી, હું બલિહારી,
ગોકુલ આવો ગિરધારી!

[આષાઢમાં મેઘમલાર રાગ ગવાય છે. જલવૃષ્ટિઓની શોભા બની છે. દેડકાં ડકાર કરે છે. મોરલા પુકાર કરે છે. વીજળી વિસ્તારથી ચમકે છે. પરંતુ તમે મારી સંભાળ ન લીધી. નંદકુંવરને નિરખવાની તૃષા મને અત્યંત છે...]

## શ્રાવણ

શ્રાવન જલ બરસે, સુંદર સરસે,
બદ્દલ ભરસે અંબરસેં,
તરૂવર ગિરિવરસેં લતા લહરસેં,
નદિયાં પરસે સાગરસેં;
દંપતિ દુઃખ હરસે, સેજ સમરસેં,
લગત જહરસેં દુઃખકારી,
કહે રાધે પ્યારી, હું બલિહારી,
ગોકુલ આવો ગિરધારી!

[શ્રાવણનાં જળ વરસે છે. આકાશથી વાદળાં (વરસીને) સુંદર સરોવરોને ભરે છે. ગિરિઓ પર તરૂઓ ખીલ્યાં છે. લતાઓ લ્હેરાઈ રહી છે. નદીઓ જઈ સાગરને સ્પર્શે છે. પરંતુ મને તો શય્યા ઝેરથી પણ વધુ દુઃખકારી લાગે છે.]

## ભાદરવો

ભાદ્રવ હદ ભરિયા, ગિરિવર હરિયા,
                    પ્રેમ પ્રસરિયા, તન તરિયા,
મથુરામેં ગરિયા, ફેર ન ફરિયા,
                    કુબજા વરિયા, વસ કરિયા;
વ્રજરાજ વિસરિયા, કાજ ન સરિયા,
                    મન નહિ ઠરિયા, હું હારી !
કહે રાધે પ્યારી, હું બલિહારી,
                    ગોકુલ આવો ગિરધારી !

[ ભાદરવે તો વરસીને સીમાડા ભરી દીધા. ડુંગરા લીલુડા બની ગયા. ત્રિયાઓનાં અંગોમાં પ્રેમ પ્રસર્યો. પરંતુ તમે તો મથુરામાં પેઠા પછી પાછા ફર્યા જ નહિ. કુબજાએ તમને વશ કરી લીધા. હે વ્રજરાજ ! તમે મને વિસરી ગયા. મારૂં કામ સર્યું નહિ. મન ઠર્યું નહિ. હું હારી ગઈ. ]

## આસો

આસો મહિનારી, આશ વધારી,
                    દન દશરારી દરશારી,
નવ નિધિ નિહારી, ચઢી અટારી,
                    વાટ સંભારી મથુરારી;
પ્રખુભાન દુલારી, કહત પુકારી,
                    તમે ભીયા રી તકરારી,
કહે રાધે પ્યારી, હું બલિહારી,
                    ગોકુલ આવો ગિરધારી !

[આસો મહિના સુધી મેં આશા વધારી. દશેરાના દિવસ પણ દેખાયા. નવે નિધિનાં અન્ન પાકી ગયાં તે જોતી, અટારીએ ચઢીને હું

મથુરાનો માર્ગ તપાસું છું. વૃષભાણુની દીકરી પોકારીને કહે છે કે અરેરે! તમે આવા તકરારી કાં થયા?]

:: છપ્પય ::

ગિરધારી ગોપાલ ગરૂડગામી [1]ગુણઆગી!
રાસરમાવણ રંગ રસિક રણજીતણ રાગી!
આપ વિના આનંદ કેમ ગોકુલમાં આવે,
વનિતાઓનાં વૃંદ ગીત ગોવિંદ ન ગાવે.

કલ્પાંત કરી રાધે કહે, અરજ સુણી ઘર આવજો!
તપધારી સ્વામી પીંગલતણા! લાલ દયા મન લાવજો!

# સતણુ-વીસળ સંભરે

[ રાધા-કૃષ્ણની વિરહ-બારમાસીના ત્રણ નમૂના તપાસીને હવે આપણે બારમાસી-ઋતુગીતોના બીજા પ્રકાર પર આવીએ છીએ. એને 'મરશીઆ' કહેવામાં આવે છે. પોતાના વિદેહ થયેલા મિત્ર અથવા દાતાને સંભારી સંભારી પ્રત્યેક માસ અથવા ઋતુની શોભા ગાવાની આ રીતિ ઘણા ઘણા ચારણ ભાટ કે મીર કવિઓએ અંગીકાર કરી છે. એમાં આલેખનની વિવિધતા અને ભાવોર્મિની તાકાદ વધુ પ્રમાણમાં વિલસે છે.

આ પહેલા 'મરશીઆ' કોડીઆ ગામના મીર કાના મનજી હદીયાએ જાંબુ ગામના ચારણ વીસળના મૃત પુત્ર માલા જામના વિરહમાં આશરે એક સો વર્ષ પૂર્વે ગાયા મનાય છે. એમાં ઋતુઓની વિશિષ્ટતાઓ સોરઠી જીવનને સુસંગત થઈ પડે તેવી રીતે અંકાયલી છે.

## આષાઢ

ગહકે મોરાં ગરવરે<br>
સજે વાદળ સામાઢ,<br>
ધર ઉપર જાંબુધણી !<br>
આઈ રત આસાઢ.

આસાઢ આયા, મન્ન ભાયા, રંક રાયા રાજીએ,
કામની નીલા પેર્યં કચવા, સધણુરા દન સાજીએ;
મગ વરણુ ધરતી, તરણુ મેંમત, [1]કોયણુ [2]ઉગાવો કરે;
જસ લીયણુ [3]તણુ રત માલજામં સતનવીસળ સંભરે.
જીય ! સતનવીસળ સંભરે.
મુને સતનવીસળ સંભરે.

[ ગિરિવરો ઉપર મોરલા ટહૂકે છે: આકાશમાં મેઘાડમ્બરના સાજ સજાય છે : હે જાંબુ ગામના રાજા ! આ ધરતી ઉપર આષાઢની ઋતુ આવી.

એવો આષાઢ આવ્યો. મનમાં ભાવ્યો. રંક રાજા તમામ રાજી થયા. કામિનીઓએ એ વરસાદના દિવસોમાં લીલા કચવા પહેરીને શણગાર સજ્યા છે. ધરતીનો રંગ મગ સરીખો લીલો થઇ ગયો છે. તૃણ બધે છવાઇ જાય છે. કણુના છોડ ઉગેલા છે. આવી ઋતુમાં મને એ જશ લેનાર, વીસળનો સુત માલો જામ સાંભરે છે. ]

### શ્રાવણ

શવ પૂજા ઘસીયે ચંદણુ,
જપે જાપ [4]વ્રપ જોય;
કેસરરી આડ લલાટ કર
શ્રાવણુરા દન સોય.

છલત શ્રાવણુ, મલત છાયા, વલત લીલી વેલડી,
બાપયા બોલત મોર બનવા, ધ્યાન રાખત ઢેલડી;
પ્રસનાર નાવત, કરત પૂજા, ધ્યાન શંકરસેં ધરે,
જસ લીયણુ તણુ રત માલ જામં સતનવીસળ સંભરે,
જીય ! સતનવીસળ સંભરે.

---

૧. કણુ ૨. 'ઉગાવો' ઉગવું પરથી નામ ૩. તણુ=તે ૪. વિપ્ર

[ શિવની પૂજા થાય છે. ચંદન ઘસાઇ રહ્યાં છે. લલાટમાં કેસરની આડય કરીને વિપ્રો જાપ જપી રહ્યા છે. એવા શ્રાવણ માસના દિવસો સોહી રહ્યા છે.

શ્રાવણ છલકી રહ્યો છે. વૃક્ષોની છાંયડી જામે છે. લીલી વેલડીઓ વળે છે. બપૈયા પિયુ પિયુ બોલે છે. મોરલા કળા કરીને નાચે છે અને ઢેલડીઓ એની પાસે ઉભી રહીને ધ્યાન રાખે છે. નારીઓ ન્હાય છે, પૂજા કરે છે, શંકરનું ધ્યાન ધરે છે. એવી ઋતુમાં મને વીસળનો સુત આલો જામ યાદ આવે છે.]

## ભાદરવો

[1]દધપુલાં વાજે ડમર
કુંગાં બંગાં કવળાસ,
વીજ ઝળકે ચંહુ વળે
મેંમંત ભાદ્રવ માસ.

[2]પેપન્ન ભાદ્રવ માસ પ્રઘળા વહે પચરંગ વાદળાં,
ગડ હુડડડ ઘણુણુણુ અંબર ગાજત, સખર [3]અતરંગ સામળા;
છલકંત નદીયાં, ભર્યાં સરવર, ઝરે ગરવર જળ ઝરે,
જસ લીયણ તણુ રત માલ જામં સતનવીસળ સંભરે.

[ આજ તો દૂધકુલીયાં (નવાં) ડુંડાંનો ડમ્મર વાગી રહ્યો છે. ડુંડાંનાં જૂથ જામ્યાં છે. કાગડા ને બગલાં કૈલાસ ગયાં છે. ચારે દિશામાં વીજળી ચમકી રહી છે. એવો ભાદરવો માસ આવ્યો.

પાણીમાં ભરપૂર બનેલો એવો ભાદરવો આવ્યો છે. અનેક પચરંગી વાદળાં આકાશમાં ચાલ્યાં જાય છે. આકાશ ગાજી રહ્યું છે. ઉત્તર દિશાનાં

---

૧. દૂધકુલીયાં (નાનાં) ડુંડાં ૨. પય+પન્ન=પાણીથી ભરપૂર
૩. ઉત્તર દિશાનાં શિખરો. સરખાવો :–

ઉત્તર શેડકું કહ્યિું, ડુંગર ડરમરિયા,
હૈડો તરફે મરછ છું, સાજણ સાંભરિયા.

[ હોથલની કથા : રસધાર ૪ ]

શિખરો શ્યામરંગી બની ગયાં છે. નદીઓ છલકી ઉઠી છે. સરોવરો ભરાઇ ગયાં છે ગિરિવરોમાંથી પાણી ઝરે છે. એવે કાળે મને વીસળનો પુત્ર માલો જામ યાદ આવે છે.]

### આસો

નવનધ પાકે [1]દન નવા
[2]વ્રખા સાંત વ્રપન્ત,
છીપે મોતી સંચરે
[3]ચંચળે નવે ચડન્ત.

અણુ રત્ત આસો, મેઘ નાસો, શકત સાસો સેવીયં,
ભર ભોગ લેવા કાજ ભભકત દૂત દાડમ દેવીયં;
નોરતાં દીવાળી તણે દન વખત રોઝી વાપરે,
જસ લીયણુ તણુ રત માલ જામં સતણુવીસળ સંભરે.

[આસો મહિનામાં નવે જાતની નિધિઓ પાકીને તૈયાર થાય છે; 'નવા દિવસો' આવે છે; વર્ષા સ્વાતી નક્ષત્રને વરસાવે છે; એ ધારાઓ વડે છીપોમાં મોતી બાઝે છે: અને સુભટો નવા નવા ઘોડા પર સ્વારી કરે છે: તે આસો માસ આવ્યો.

આસો માસની આવી ઋતુ મંડાઇ ગઇ છે. વરસાદ નાસી ગયો છે. લોકો શક્તિઓનાં આરાધન કરે છે. યમદૂતો, દાડમો નામનો દૈત્ય અને દેવીઓ ભોગ ભરખવા નીકળી પડયા છે. એ. નવરાત્રિઓ અને દીવાળીના દિવસોમાં લોકો કંસાર જમે છે. એવો સમય નિહાળીને મને મારો મિત્ર સાંભરે છે.]

---

૧. આસો માસમાં દિવાળી પહેલાંના દિવસોને 'નવા દિ' કહેવાય છે.

૨. સ્વાતી નક્ષત્રની વૃષ્ટિનાં બિન્દુઓ સમુદ્રની ઉઘાડી છીપોમાં પડે તો મોતી બંધાય એવી માન્યતા છે. વ્રખા=વરખા (વર્ષા)

૩. વિજ્યાદશમી (દશેરા)ને દિવસે ક્ષત્રિ-પુત્રો નવાં ઘોડાં પર સ્વારી કરી ઘોડદોડ રમતા.

## કાર્તિક

રાગ ઝરક્કા નત રહે
[1]સેણાં વેણાં સુવાસ,
આપવૃત્તિ સબ આતમા,
મેંમંત કાતી માસ.

[2]કવળાસ કાતી, મદદ માતી, જગત જાતી જીમીએ,
[3]પ્રસનાર નાતી કરત પૂજા, ઠેઠ જમના ધ્રમ થીએ;
[4]હીંગોળ ચરણું ધ્યાન ધરણું, અધમ આતમ ઓધરે,
જસ લીયણ તણુ રત માલજામં સતણુવીસળ સંભરે.

[આ તો એ કાર્તિક માસ આવ્યો; જે માસમાં નિત્ય નિત્ય ગાન તાન અને વાજીંત્રના નાદ મચે છે, સ્વજનોનાં વેણ મધુર લાગે છે, ને આત્મા આત્મવૃત્તિ અનુભવે છે. એવો મહિમાવંત કાર્તિક માસ આવ્યો.

કાર્તિક કૈલાસ સરીખો ઠરેલ હોય છે. જગતની જાતિ મદમસ્ત બની જાય છે. પુરૂષો અને નારીઓ સ્નાન પૂજા કરે છે. અને ઠેઠ જમનાજી સુધી ધર્મ કરવા જાય છે. હીંગળાજ દેવીના ચરણનું ધ્યાન ધરીને આ મહિનામાં અધમ આત્માઓ પણ ઉદ્ધાર પામે છે. એ વખતે મને વીસળનો સુત માલો જામ સાંભરે છે.]

## માગશર

વેઢ કડાં નંગ વીંટીયું
ડોળ પતસ્સા ડીલ;
મગશરરા રંગ માણવા
જગ આવો *જાસીલ!

---

૧. સેણા : સ્વજનો ૨. કવળાસ : [કૈલાસ પરથી વિશેષણ] ઠંડો ૩. પુરૂષ અને નારીઓ ૪. હીંગળાજ દેવીનું સ્થાનક સિંધમાં છે

મગશરં મદભર થાક [1]મદવો પીએ [2]જામં લખપતિ
હીલોળ જાડા ભાઈ હેંથટ, [3]પાત્રજાદાં પ્રાપતિ;
[4]કસ જીણુ [5]તરીયાં, [6]ભડાં [7]કંગલ, દાહુ રાખણુ મન ડરે,
જસ લીયણુ તણુ રત માલ જામં સતણુવીસળ સંભરે.

[ આ માગસર માસ આવ્યો. રાજા બાદશાહો અંગ પર વેઢ, કડાં, વીંટીઓ વગેરે અલંકારોનો આડમ્બર કરે છે. હે યશનામી વીસળ! આ માગસરના આવા રંગ માણવા માટે તમે ય જગત પર આવો.

લક્ષપતિ રાજાઓ આ માગસર મહિને દારૂની પ્યાલીઓ પીએ છે. ભાઇબંધોનું જૂથ મળીને હીલોળા કરે છે. જાચક લોકોને ધનની પ્રાપ્તિ થાય છે. ઘોડાંઓ પર જીન અને મર્દો પર બખ્તર કસાય છે. વેર રાખનારાઓ મનમાં ડરે છે. આવા માગસર મહિનામાં મને માલો જામ સાંભરે છે.]

પોષ

[1]ચોરસ દારૂ ફુલ સરે
ગળે કસુંબા ગોસ,
હેમંત રત ટાઢી હવા,
પ્રિયા ત્રિયા રંગ પોસ.

અત પોસ [2]આમત, નીર જામત, ભવન પ્રામત ભલભલા;
મદ મસ્ત હસ્તી, ફલા મેંમત, ત્રિયા મદછક દે ટલા;
અંગ ભૂપ [4]ડટવા [5]પટુ ઓઢત, જઠર અગની અંગ ઝરે,
જસ લીયણુ તણુ રત માલજામં સતણુવીસળ સંભરે.

---

જરાવાળા ૧. દારૂ. ૨. જામ: પ્યાલી. શબ્દમાં અનુસ્વાર ઉમેરવાની છૂટ માત્રામેળને માટે જ ચારણો ભોગવે છે. ૩. જાચકો (ચારણો, બારોટો, મીરો વગેરે). ૪. કસે છે. ૫. સંસ્કૃત 'તુરિ' પરથી 'તરિ' બહુવચન 'તરિયાં.' ૬. ભડ (શુરવીર) લોકો. ૭. બખ્તર.

૧. ચોવડીઓ (શ્રેષ્ઠ પ્રકારનો) ૨. 'આવત'નું 'આમત' પ્રાસાનુપ્રાસ ખાતર કર્યું. ૩. કચ્છી ભાષાના શબ્દ 'કરલા' પરથી ટુંકાવીને 'કલા' કરેલ જણાય છે. ૪. ડટવા પટુ=ઘેટાની ઉનનું ગરમ કપડું.

( આ પોષ આવ્યો. ) હવે એક ચોવડીઓ દારૂ પીવાય છે. ( મ્હેફિલોમાં ) કસુંબા ગળાય છે અને માંસનાં ભોજનો ચાલે છે. આ હેમન્ત ઋતુની થંડી હવાને લીધે ત્રિયાઓ ( સ્રીઓ ) પ્રિય લાગે છે. એવો પોષ માસનો રંગ છે.

એવો પોષ આવ્યો. પાણી થીજી ગયાં. ભલભલા શૂરવીરો પણ ઘેરે પહોંચી જાય છે. હાથીઓ અને ઉંટો ગાંડા બને છે. સ્રીઓ મદથી છકીને આંટા મારે છે. ભૂપતિઓ અંગે ગરમ કપડાં ઓઢે છે. સહુના જઠરમાં ક્ષુધાનો અગ્નિ સતેજ થાય છે. એ વખતે મને વીસળસુત સાંભરે છે.

### માહ

લંખ પરણે ચોખાં લગન
થીયે અણુંદ ઉછાહ;
ગહેકે [1]સોળા ગાવીયે
મા મહિને વીમાહ.

વીમાહ થે બળરાહ વાળા, ગહક સોળા ગાવીયં,
શરણાઇ નોબત ઢોલ સરવા સધણુ ઘરતાં સેવીયં;
[2]હોમંત જવ તલ કંકણુ હાથે, કવેસર ગાહન કરે,
જસલીયણુ તણુ રત માલ જામં સતણુવીસળ સંભરે.

[લાખો નરનારીઓ ચોખાં લગ્ન લઇ લઇને પરણે છે. આનંદ ને ઉત્સાહ વ્યાપી રહ્યો છે. લગનનાં મંગળ ગીતો ગાજી રહ્યાં છે. એ રીતે મા મહિને વિવાહ થાય છે. એવા વિવાહ બધી રાજાની વિધિ મુજબ ચાલી રહ્યા છે. લગ્નગીતો ગવાઈ રહ્યાં છે. શરણાઈ, નોબત, ઢોલ વગેરે વાજીંત્રો સરવા સૂરે બજી રહ્યાં છે. લગ્નની વેદી પર કંકણવાળા હાથ વડે માતાઓ જવ તલ હોમે છે. કવિઓ (ઢાઢી અને મીર લોકો) મંગળ ગાયનો ગાય છે. એ કાળે મને મારો સ્નેહી સાંભરે છે.]

---

૧. ચારણ જ્ઞાતિમાં ગવાતાં લગ્ન–ગીતોને 'સોળા' કહે છે.

૨. લગ્નમાં સપ્તપદી નામનો એક વિધિ થાય છે તે કરતી વખતે અગ્નિમાં યજ્ઞનિમિત્તે ચાર વાર જવ અને તલની આહુતિ અપાય છે.

## ફાગણ

ભર ફાગણુ બણુકે ભમર
ઓપત બાર અઢાર,
સોળસેં વચ્ચે સામરો
રંગ ખેલે કરતાર.

કરતાર કનવા, બેશ બનવા, ગીત ગોપી ગાવીયં,
ચમ્મેલ મોગર જાઇ ચંપા ફુલ ગજરાં ફાવીયં;
અંતર અબીલ ગલાલ ઉડત, ધૂંધળો અંબર ધરે,
જસલીયણુ તણુ રત માલજામ સતનવીસળ સંભરે.

[ ફાગણુ આવ્યો. ફુલો ખીલવાથી ભમરા ગુંજારવ કરી રહ્યા છે. અઢારે બાર વનસ્પતિ ઓપી રહી છે. અને એ વસંત ઋતુમાં પ્રભુ શામળોજી સોળસો ગોપીઓ વચ્ચે રાસ રમી રહ્યો છે.

એ કનૈયા કિરતારે સુંદર વેશ સજ્યો છે. ગોપીઓ ગીતો ગાઈ રહી છે. ચમેલી, મોગરો, જાઇ, ચંપા વગેરે ફુલોના ગજરા શોભે છે. અત્તર, અબીલ, ગુલાલ વગેરે ઉડી રહ્યાં છે. એ બધાં એટલાં બધાં ઉડે છે કે અફારા ધુંધળો થઇ ગયો. એ જોઈ મને માલો જામ સાંભરે છે.]

## ચૈત્ર

પ્રહટે જળ, બાંધે પરબ
નૂર હટે જળ નેત્ર,
[૧]વળે ફૂબે વન વેલડી
સાવ સકોઠા ચૈત્ર.

ચૈતરં મહિને ધરત શોભા, અગળ ચહુરં અંબરં,
ઘૂંટન્ત [2]વજિયા અમલ ધાટાં, ચડતે [3]ગળતી શિવસરં;
[4]નખત્રેત ભરણી વડા નખતર [5]ધૂપ રોહણુ તપ ધરે,
જસલીયણુ તણુ રત માલજામં સતનવીસળ સંભરે.

[ પાણી હઠી ગયા. લોકો પાણી પાવાનાં પરબો બાંધે છે. આંબાનાં નૂર પણ ઓછાં થાય છે. વનવેલડીઓ નવેસર ફાળે છે. ચૈત્ર માસ છેક સંકોડાએલો જાય છે.

એવે ચૈત્ર મહિને અવિચલ આકાશ શોભા ધરે છે. વિજયા (ભાંગ) અને અમલ (કસુંબા) વધુ ધાટાં ઘૂંટાય છે. શિવના શિર ઉપર જળાધારી ચડે છે. ભરણી નામનું મોટું નક્ષત્ર તપે છે. રોહિણી નક્ષત્રનાં દનૈયાં તપે છે. એ વખતે મને વીસળનો પુત્ર સાંભરે છે.

## વૈશાખ

રોહણ, જાંબુ, રાવળાં,
ધજ ખાંડું, ગળ દ્રાખ,
પેટીરી મશરી પડે
શાખ ગળે વૈશાખ.

૧. લોકોક્તિ તો એવી છે કે 'વૈશાખે વન વળે;' પરંતુ ચૈત્રથી જ વનસ્પતિ ફાળવા લાગે છે.

૨. ભાંગ ૩. શિવલિંગ પર, તળીએ છિદ્ર પાડેલું વાસણ ભરીને લટકાવવામાં આવે છે, તેમાંથી પાણીનાં ટીપાં લિંગ પર પડે છે.

૪. હમેશાં જો ભરણી નક્ષત્ર તપે તોજ ચોમાસું સારૂં થાય, ને જો એ વરસે તો વરસને બગાડે. લોકોક્તિ એવી છે કે "જો વરસે ભરણી તો નાર મેલે પરણી" અર્થાત ભરણી નક્ષત્ર વરસ્યે તો એવો દુષ્કાળ પડે કે ભૂખમરાને લીધે પુરૂષ પોતાની પરણેતર સ્ત્રીને પણ ત્યજી દે.

૫. ચૈત્ર મહિનાના બીજા પખવાડિયાના સાત આઠ દિવસ સખ્ત તાપ પડે તો જ વરસાદ સારો નીવડે. એને 'દનીયાં તપે' કહેવાય છે.

વૈશાખ મહિને વાહ વાયા, અંબ આયા અમ્બળાં
લેલૂંબ દાડમ તસા લીંબુ, પાન વાડી પ્રઘ્ઘળાં;
[1]દો બીજ આખાતીજરે દાન અતગ જળ ધર ઉભારે.
જસલીયણ તણુ રત માલજામં સતનવીસળ સંભરે.

[ રોણીઆં, જાંબુ, રાવણાં ને ગળી દ્રાક્ષ પાકયાં. ઉત્તમ ખાંડ-માંથી પેઠીની સાકર પાડવા લાગી. વૈશાખ મહિને ફેરીની સાખો બળવા લાગી.

વૈશાખ મહિને વાયરા વાયા. અઢળક આંબા આવ્યા (ફળ્યા). લુંબ ઝુંબ દાડમ આવ્યાં. તેવાં જ અઢળક લીંબુ લચ્યાં. તમામ વનસ્પતિ ઝકુંબી રહી છે. બીજ અને અખાત્રીજ (અક્ષયતૃતિયા) ના બે દિવસે ધરતીની અંદર અતાગ પાણી ઉભરાય છે. એ ઋતુમાં......]

## જેઠ

ગ્રીખમ રત પવને ગરમ
[2]વાજાળાં ધૃત વેઠ,
[3]તડ સૂકે વસમી તકે
જળ ત્રૂટે દન જેઠ.

જગ જેઠરા દન કઠણ જાણાં રાવ રાણા રાજીએ,
દેવતા ભોળાનાથ [4]દૂણી શંભુ વજીયા સાજીએ;

---

૧. ઉપરની બાફ લાગવાથી પૃથ્વીના ઉંડા પડોનું પાણી ઉભરાઇને ઉંચે આવે છે, એથી જ વનસ્પતિ નવું પોષણ પામીને ચૈત્ર વૈશાખે ફાળે છે. પ્રચલિત ઉક્તિ છે કે 'વૈશાખે વન વળે'.

૨. જેઠ મહિનામાં ઘોડાંને ફોવતદાર કરવા માટે ' ઘી વેઠવા'નો ચાલ હતો. વાજાં : (સંસ્કૃત ' વાજિન્ ' પરથી) ઘોડાં.

૩. તડ : તળાવ ( સં. 'તડાગ' પરથી )

૪. દૂણી : દુ+ગણી : બમણી.

[૪]ઝત ઘોર બાદલ, નખત આદ્રા, ઘટા અંબર ઘરહરે,
જગ્રલીયણુ તણુ રત માલજામં સતનવીસલ સંભરે.

[ ગ્રીષ્મ ઋતુના ગરમ વાયુ વાય છે. ક્ષત્રીઓ પોતાના ઘોડાને ઘી પીવરાવે છે. તળાવો સૂકાયા છે. એવા જેઠ મહિનાના દિવસોમાં જળના પ્રવાહ તૂટી ગયા છે.

એવા જેઠના દિવસો તો રાવ રાણાને પણ મુશ્કેલ થઇ પડયાં છે. ભોળા દેવ શંકર પણ બેવડી વિજયા (ભાંગ) પીવે છે. એ આદ્રા નક્ષત્રની અંદર ઘનઘોર મેઘલ ઘટા આભલાને ઘેરી રહી છે. એ વખતે મને વીસળનો પુત્ર યાદ આવે છે. ]

---

૪. આદ્રા નક્ષત્ર ન વરસે તો વર્ષ બુરૂં નીવડે. લોકોક્તિ છે કે—

મૃગશર નો વાયાં વાવલાં,
આદ્રા ન વરસ્યા મે;
જોબન પૂતન ન જાયા
ત્રણે ખાઠાં તે.

અર્થ—મૃગશીર્ષ નક્ષત્રમાં જો વા ન વાય, આદ્રા નક્ષત્રમાં જો વરસાદ ન વરસે, અને યુવાવસ્થામાં જો પુત્ર ન જન્મે, તો પછી એ ત્રણે નિષ્ફળ જ ગયા સમજવાં.

# ધરણુ સર માતર ધણી !

[ આ બબ્બે માસની અકેકે ઋતુને વર્ણવીને મરશીયા રચ્યા છે. રચનાર ઉમાભાઇ કહાનજી મહેડુ નામના ગુર્જર ચારણ છે. માતર તાલુકાના ઠાકોર હિંમતસિંહજીના વિરહમાં એ ગવાયા છે. ]

:: દોહા ::

[1]કવ્ય પાળી મોટા કિયા આપ સમોવડ અંગ
તે બદલો આલું તને, સમજે હિંમ્મતસંગ !

સહલ બગીચાંરી છટા, ખટરત [2]વાળો ખેલ
[3]નરખેવા આજમનગર, આવ્ય [4]ઘરાં અલબેલ !

[ કવિઓને પાળીને તેં તારા સમવડિયા બનાવ્યા તેનો હે હિમ્મતસંગ ! તને આ બારમાસી અર્પીને બદલો દઉં છું.

આવી સેહલગાહ લાયક ફુલવાડીની રમ્યતા : આવો છ ઋતુનો ઉત્સવ : તે બધું જોવા હે અલબેલા ! તું આજમનગર પાછો ઉતર.]

---

૧. કવિ ૨. વાળો : નો (છઠ્ઠી વિભક્તિ) ૩. નિરખવા ૪. ઘેરે

### શરદ

આસો કાતિક સરદ અજ્ય, ઠાઠ નવલ્લા ઠીક
અધપત હિમ્મત આવીયેં, ¹માણેવા મછરીક.

### :: છંદ-સારસી ::

અળ શરદ રાકા ચંદ ઉજ્જળ, મૂકત ઝળહળ જળ મહીં,
નીરજ સકોમળ, આભ નરમળ, ચિત્ર ધવળં અળ ચહીં.
કેકાણુ ધજબળ સજે અણુકળ, દીપ ઝળહળ શર દણી,
રદ રાણુ હિમ્મત! વજ્યે અણુરત, ધરણુ શર માતર ધણી
જી! ધરણુ શર માતર-ધણી!

---

૧. માણુવા

અળ: પૃથ્વી. મછરીક: ચાહાણુ વરાંના કિતાબ. રાકા (ચંદ્ર): પૂર્ણિમાનો. નીરજ: (નીરમા જન્મેલું) કમળ. શર દણી (દણીશર): પૃથ્વી પર.

"મૂક્ત ઝળહળ જળ મહીં": સરખાવો બીજી એક બારમાસીની કડી:—

"માસ છીપ તણી રત જામત મોતીએ
"ઠીક ઝળોમળ નંગ થીયા,
"અજમાલ નપુ તણુ કુંવર આલણુ!
"સોય તણી રત સંભરીયા!"

અથવા તો આગળ આવેલા ઋતુગીત માહેલું:—

"નવનખ પાકે દન નવા
"મખા સોત મપન્ત,
"છીપે મોતી સંચરે
"ચંચળ નવે ચડન્ત."

એટલે કે આસો માસમા સમુદ્રની અંદર છીપોમાં મોતી બંધાય છે તેને એ માસનું એક લક્ષણ ગણ્યું છે.

[આસો અને કાર્તિક માસની શરદ ઋતુ પૃથ્વી પર મંડાણી: નવલા ઠાઠ માઠ થયા : માટે હે અધિપતિ હિમ્મતસંગ! તારા ચહુઆણ વંશનો ક્તિાબ સાંભળવા તું પાછો આવ !

પૃથ્વી પર શરદ આવી: પૂર્ણિમાનો ચંદ્ર ઉજ્જવલ લાગે છે. જળની અંદર મૂક્તા (છીપનું મોતી) ઝળહળાટ કરે છે. સુકોમલ કમળો ખીલે છે: આકાશ નિર્મળ છે. આખી પૃથ્વીનું ચિત્ર ધવલ લાગે છે. અભિયા લોકો ઘોડાને સજે છે. પૃથ્વીના પટ પર દીવા ઝળહળે છે. માટે ઓ રઢાળા હિમ્મતસંગ! આવી ઋતુમાં તું ધરણી પર પાછો વળ. હે માતરના ધણી!]

### હેમન્ત

[1]અગહન પોષ ઉલટ્ટિયા, હદ શીતળ હેમન્ત,
સુરતા કર મહેલાં સરે કુળવંતીરા કંત !

અગહન વ્રતંગં, શીત અંગં, હેમ હંગં હલ્લ હી,
તરણી અતંગં, તરણુ તંગં, સેજ રંગં બરસહી;
કર લેપ [2]ચંગં, [3]મદ કુરંગં, [4]કંત સંગં કામણી
રઢરાણુ હિમ્મત વળ્યે અણુરત, ધરણુ સર માતર-ધણી !

---

૧. માગશર માસ પ્રાચીન સમયમાં 'અગ્રહાયન' કહેવાતો તે સંબંધેનું સ્પષ્ટીકરણ લોકમાન્ય ટિળક પોતાના 'ગીતા રહસ્ય'માં, માસાનાં માર્ગશીર્ષોઽહં પદ સમજાવતાં આ રીતે કરે છે.

"મહિનાઓમાં માર્ગશીર્ષને પહેલું સ્થાન આપ્યું છે તે તે વખતે બાર માસની ગણના કરતાં મૃગશીર્ષને પહેલો ગણવાનો વહીવટ હતો તેથી છે....મૃગશીર્ષ નક્ષત્રનું આગ્રહાયણી અથવા વર્ષના આરંભનું નક્ષત્ર એવું નામ છે. મૃગાદિ નક્ષત્રગણના જ્યારે પ્રચારમાં હતી ત્યારે મૃગ નક્ષત્રને પહેલું અગ્રસ્થાન મળ્યું, ને તે પછી માર્ગશીર્ષ માસને અગ્રસ્થાન મળ્યું હશે, ઇત્યાદિ વિચાર અમે અમારા 'ઓરાયન' ગ્રંથમાં કરેલો છે તે જુઓ."

૨. ચંગો: સારો ૩. મદકુરંગ (કુરંગ+મદ) : કસ્તૂરી ૪. કંત: કંથ

[ અગ્રહાયન (માગશર) અને પોષ માસ ઉમટયા. શીતળ હેમન્ત ઋતુ આવી. હે કુળવંતી રમણીના કંથ ! તું હવે તો તારા મહેલ પર નજર કર !

અગ્રહાયન વર્તવા લાગ્યો. અંગે શીત લાગે છે. હેમન્તનું પરિબલ લાગ્યું જાય છે. (આ પછીની પંક્તિ સમજાતી નથી.) કામિનીઓ કંથની સાથે કસ્તૂરીનાં સરસ લેપ કરે છે. એવી ઋતુમાં......]

## શિશિર-વસન્ત

માઘ ફાગ ખત્રિયાં-મણિ ! શશિયર [1]બણી સોહાગ,
તણુ રત વજ્ય [2]પીથલ તણા ! રાણુ [3]પ્રખણુ [4]ખટરાગ !

શશિયર સુહાવે, રંગ છાવે, હુલસ ગાવે હોરિયાં,
ફગવા મગાવે, રમત ફાવે, ગમત ભાવે ગોરિયાં.
બાજે બજાવે, ચરિત ન્હાવે, બસંત દરસાવે બણી,
રહરાણુ હિમ્મત ! વજ્યે અણુરત, ધરણુ સર માતર-ધણી!

[ માહ અને ફાગણુ માસમાં હે ક્ષત્રિયોના મણિ ! શિશિર ઋતુનો સોહાગ જાગ્યો છે. એવી ઋતુમાં હે પૃથ્વીરાજ (પીથલ)ના પુત્ર ! હે છ યે રસને પારખનારા રાજા ! તું પાછો આવ !

શિશિર સોહે છે, રંગ છવાય છે, હુલાસથી લોકો હોરીઓ ગાય છે: હુતાશનીના દિવસોમાં ફગવા ( ચણા, તલ, મગ વગેરેનાં ખાદ્યો ) મગાવીને ગોરીઓ રમત રમતી ગમત કરે છે. વાજીંત્રો બજાવે છે. વસંત એવા રંગો બતાવે છે. એવી ઋતુમાં......]

---

૧. બની ૨. 'પૃથ્વીરાજ'નો ટુંકાવેલો શબ્દ. ૩. પરખણુ (પરખનાર) ૪. છ જાતના રસો.

### વસંત-ગ્રીષ્મ

ચૈત્ર વૈશાખે ચોતરફ, ફ્હેરે બસંત ફોહાર,
અણુ રત તખતેં આવિયેં, વખતાહર અણુવાર!

મધુ-કુંજ ફ્હેરે, અંબ મ્હેરે, મહક દહે રે મંજરાં,
કોકિલ કહેરે, શબદ શહેરે, કુંજ લહેરે મધુકરાં;
સર કુસુમ બહેરે, ઉર ન સહે રે, પ્રીત ઠહેરે પદમણી,
રઢ રાણ હિમ્મત વજ્યે અણુ રત, ધરણ સર માતરધણી!

[ચૈત્ર વૈશાખમાં ચોમેર વસંતની ફોરમો ફોરે છે. એવી ઋતુમાં હે વખતસંગના પૌત્ર! તખ્ત પર આવો!

મધુભરી કુંજો ફોરે છે. આંબા મ્હોર્યા છે. મંજરીઓ મ્હેક દઈ રહી છે. સરવા શબ્દે કોયલો કિલ્લોલ કરે છે. કુંજોની અંદર ભમરા લ્હેરાઈ રહ્યા છે. માથા પર કુસુમો વેરાય છે. પદ્મણીઓનાં ઉરમાં પ્રીતિ ઠેરાતી રોકાતી નથી. એવી એવી ઋતુમાં......]

### ગ્રીષ્મ

જેઠ અષાઢ ઝળુંબીઆ, [1]ભુવણ પ્રળમ્બે ભાણ,
ગ્રોખમ સુરતા ગેહરી, ચિન્ત ધર્યેં ચહુઆણ.

ચહુવાણ [2]મિન્તં, ધર્યેં ચિન્તં, [3]પ્રાગ નીતં પ્રગ્ગળં,
બાગાં બણીતં, હોજ હીતં, નીર સીતં [4]નિમ્મળં;
પટ ઝીણ પ્રીતં, [5]બ્રે વણીતં, સરસ રીતં શામણી;
રઢ રાણ હિમ્મત વજ્યે અણુ રત, ધરણ સર માતરધણી!

[જેઠ અને આષાઢ ઝળુંબ્યા. ભાનુ (સૂર્ય) પૃથ્વી પર લાંબો સમય રહે છે. (દિવસ લાંબા થાય છે.) હે ચહુવાણ! ગ્રીષ્મની આવી ગાઢ પ્રીતિને ચિત્તમાં ધારણ કરજે!

---

૧. ભુવન પૃથ્વી. ૨. મિત્ર. ૩. પરાગ. ૪. નિર્મળ. ૫. વિરહ.

હે ચહુવાણ મિત્ર! આટલું ચિત્તમાં ધરજે! પુષ્પોના પરાગ નિત્ય ફોરે છે. બાગ બગીચાનો ઠાઠ બન્યો છે. હોજમાં નિર્મળ શીતળ પાણી છલકે છે. ઝીણાં પટકૂળ પર પ્રીતિ જન્મે છે. શ્યામાઓ સરસ રીતે વિરહ ત્યજે છે. એવી ઋતુમાં......]

## વર્ષા

શ્રાવણ ભાદ્રવ સાલળે, ધરણ વ્રખા રણધીર;
વેળ સમંદર કર વળણ, હિમ્મત હેળ્ય હમીર!

વરખા સમાજં, બુંદ વાજં, અભ્ર છાજં અંબરં,
બિરહી અવાજં, રહત બાજં, વીર ગાજં વમ્મરં;
કર લે સુકાજં, અમર આજં, નીર તાજં નરખણી;
રઢરાણ હિમ્મત વળ્યે અણુરત ધરણ સર માતર-ધણી!

[ શ્રાવણ અને ભાદરવો ભરપૂર વરસે છે. હે રણધીર ! ધરતી પર વર્ષા આવી છે. હે હિમ્મતસંગ ! સમુદ્રની વેળ્ય (ભરતી) ની માફક તું પાછો આવ !

વર્ષાનાં બિન્દુઓ વરસે છે. આકાશમાં આભલાં (વાદળાં) જાણે (છાપરાની માફક) છવાઇ ગયાં છે. વિરહીઓના અવાજો બાજી (ગાજી) રહ્યા છે. વ્યોમ (આકાશ) વીર-ગર્જના કરી રહ્યું છે. એવી ઋતુમાં આજ તું આવીને કંઈક સુકૃત કરી લે. આજનાં તાજાં નીર નિરખી લે ! એવી ઋતુમાં......]

# સકજ સાંગણુ સંભરે

[ આ મરશીયામાં ભાષાની વિશેષ ન્નૂનવટ ભરી છે. આમાં ડીંગળી ભાષા સિવાયની બીજી કશી છાંટ નહિ દેખાય. તેમ જ એમાં શબ્દાડંબર આણવાનો ખાસ પ્રયત્ન પણ નથી. ગઢવી વીભા નેણા મેહડુએ પાળીઆદ ગામના કોઈ મુવેલા કાઠી દરબારના સ્મરણમાં સંવત ૧૭૯૬મા રચેલા છે. મને એ ગઢવીશ્રી ઠારણુભાઈ મધુભાઇ વળાવાળા (મૂળ પાટણુવાળા)ના ચોપડામાથી પ્રાપ્ત થયા છે. આમાં કવિ માહ માસથી ઉપાડે છે. ]

## [ ૭૯૬ બારસી ]

### માહ

માહ મહિને લગન પ્રઠજે, મંગળ ગાવે મેહળં,
જણુ મળે [1]પરજણુતણી જીમણુ, [2]બણે પ્રેહળે પ્રેહળં;
ગડ ઢોલ ગામોગામ ગહમહ, કોડ વીવા જગ કરે,
જગ તેણુ ઉન્નડ રતેં જીવો સકજ સાંગણુ સંભરે.

[ માહ મહિને લગ્ન મોકલાય છે. મંગળ ગીતો ગાય છે. ત્રણે પરજના કાઠી લોકો જમણુમાં મળે છે. ગામડે ગામડે ઢોલ ધડૂસે છે,

1. પરજ (કાઠીઓનાં ત્રણ કુળ: ખાચર, ખુમાણુ ને વાળા) 2. બને

દુનિયા હોંશે હોંશે વિવાહ કરે છે. તે ઋતુમાં મને જગત પર ઉન્નડ, જીવો તથા સાંગણુ, ત્રણ સુકૃત કરનાર પુરૂષો સાંભરે છે.]

### ફાગણુ

ગાય જે ફાગણુ ફાગ ગાણું,[1]ખરે કેશુય [1]ખખ્ખરં
[2]ગલ્લઆલતે લેરમેં ગઢપત, સજે હોળીય સખ્ખરં;
[3]વ્રણુ [4]સહી હાટે કરે વોરત સૂખડાં ઉંચાં સરે,
જગ તેણુ ઉન્નડ રતે જીવો સકજ સાંગણુ સંભરે.

[ફાગણ માસના ફાગ-ગીતો ગવાય છે. ખાખરાના ઝાડ પરથી કેસૂડાં (ફુલ) ખરે છે. ગઢપતિઓ લ્હેરથી ગલાલ વતી હોળી રમે છે. સર્વે વર્ણોનાં લોક દુકાનેથી ઉંચી મીઠાઈઓ ખરીદે છે. એ ઋતુમાં......]

### ચૈત્ર

કરમાવ ચૈતર પાન કહીએં, ઝરે તરપેં ઝંખરં,
[5]મખ મેહ નેહી થીયે મુંગા, ભોમ વરગહ ભંખરં;
[6]નશ દીહ દિસે આભ નરમળ, નહિ વાદળ નીસરે,
જગ તેણુ ઉન્નડ રતે જીવો સકજ સાંગણુ સંભરે.

[ચૈત્રમાં તરૂઓ પરથી કરમાએલાં પાંદ ઝરી જાય છે. નિશદિન આકાશ નિર્મળ દિસે છે. વાદળાં નીસરતાં નથી. એ ઋતુમાં...... ]

### વૈશાખ

વૈશાખ નોતમ પાન [7]વરખે લગે તેખાં લૂઝળાં,
ચડ કોવ પણુ વન પ્રઓ સાંહે વરણુ સૂકે સરવળાં!

---

૧. ખાખરાનું ઝાડ. ૨. ગુલાલ ૩. વર્ણ ૪. સહુ ૫. એ પંક્તિનો અર્થ નથી બેસતો. ૬. નિશા ને દિવસ ૭. વૃક્ષે

તાપીએ અગની પાંચ તપશી, ધૂપ જોર સરવ ધરે,
જગ તેણુ ઉન્નડ રતે જીવો સકજ સાંગણુ સંભરે.

[ વૈશાખે વૃક્ષ પર નવળાં પાંદડાં લાગે છે. લૂ ઝરે છે તે આકરી (તીખી) લાગે છે,...સરોવરો સૂકાય છે. તપસ્વીઓ પાંચ જાતની ધૂણી તાપીને તપ કરે છે. તાપ અતિ જોર કરે છે.]

## જેઠ

*વણુ ગજ ફૂળોમણુ જેઠ વદીએં [૧]પુહુવ મધુવન પાકીયે,
જગ જાઇ વેલો કુસુમ જુંખળ ચંપ ડોલર છાકીયે;
લગ [૨]રેણુ [૩]હોઇજે [૪]દવશ લંબા, અંબ શાખા ઉતરે,
જગ તેણુ ઉન્નડ રતે જીવો સકજ સાંગણુ સંભરે.

[ જેઠ મહિને વન ફળે છે. મધુ વનમાં પુષ્પો ખીલ્યાં છે. જાઇ, ચંપા, ડોલર વગેરે ફુલોની વેલડીઓ છવાય છે. રાત્રિ કરતાં દિવસ લાંબા થાય છે. આંબેથી શાખો ઉતરે છે. એ ઋતુમાં...]

## આષાઢ

અત ધામ ખમીયો બીજ આષઢ, અંદ્ર [૫]ઘણુ ચડ આવીએ
અંબ [૬]વેહુડો હાલ દનિયા ગણુી [૭]મલહર ગાવીએ;
દળ કુળે ચાત્રક મોર દાદર, કોયલ સરવા સુર કરે,
જેગ તેણુ ઉન્નડ રતે જીવો સકજ સાંગણુ સંભરે.

[ અત્યંત બફારો ખમ્યા બાદ આષાઢની બીજે ઇંદ્રનો ઘન ચડી આવ્યો છે. આંબા વેડાઈ ગયા છે. દુનિયા મલ્લાર રાગ ગાય છે. ચાતક, મોર ને ડેડકાં કિલ્લોલ કરે છે. કોયલ સરવા સાદે ગાય છે. એ ઋતુમાં......]

---

* વન ૧. પુષ્પ ૨. રૈન : રાત્રિ ૩. બને છે ૪. દિવસ
૫. ઘન : વાદળું ૬. વેડવું : કેરીઓ ઉતારવી ૭. મલાર રાગ

## શ્રાવણ

અળ મચે શ્રાવણુ કીચ [1]અહેલાં, બગાં પાવશ બેસીયે,
જળ વમળ [2]રહેડુ નખે જળધર, પોહસ મંછે પેસીએ;
રખ દેખ ગ્યાની વડી રચના, શંખ ધાતે સંચરે
જગ તેણુ ઉન્નડ રતે જીવો સકજ સાંગણુ સંભરે.

[ શ્રાવણમાં પૃથ્વી પર વરસાદની એલી વરસે છે. તેથી કાદવ મચે છે. બગલાં પાણી પર બેસે છે. વરસાદ વિમલ જળની રેડીઓ (ઝડીઓ) નાખે છે.........આવી મહાન્ રચના દેખીને જ્ઞાની ઋષિ-મુનિઓ શંખ બજાવતા ચાલે છે. ]

## ભાદરવો

પંચરૂપ ભાદ્રવ લાલ પીળા સેત નીલં સામળા,
પંગળા મેટા લેવ પુરવણુ બણે બાદળ ચોહવળા;
સરવાણુ ફુટે નદે સરણે, નીર ઝરણે નીસરે
જગ તેણુ ઉન્નડ રતે જીવો સકજ સાંગણુ સંભરે.

[ ભાદરવો માસ લાલ, પીળા, શ્વેત, લીલા અને શ્યામ એવા પાંચ રંગો ધારણ કરે છે.......વાદળાં ચાર થરાં જાડાં બને છે. નદીઓની અંદર સરવાણીઓ ફુટે છે. ઝરણાંમાં પાણી રેલે છે. એ ઋતુમાં...... ]

## આસો

અન પકે શીમે, માસ આસો, પંક સર ખલ પોયણાં,
[3]દન નવે થપનાં કળશ દશરે હદે ગોઠયાં હોયણાં;

૧. એલી (અખંડ આઠ દિવસની વૃષ્ટિ). ૨. રેડી : ઝડી.
૩. નવા દિ' (જુઓ પાનું ૨૯)

નિવેદ દેવા ચડે નવલા વડા પરબહુ વાપરે
જગ તેણુ ઉન્નડ રતે જીવો સકજ સાંગણુ સંભરે.

[ આસો માસમાં સીમોની અંદર અન્નના દાણા પાકે છે. સરોવરોના કાદવમાં પોયણાં પુષ્પો ખીલે છે. એ ‘ નવા દિનો ’ માં દશેરાને રોજ કળશાની સ્થાપના થાય છે. ગોઠયો ( મ્હેફિલો ) ઉજવાય છે. લોકો ચાડથી ( આગ્રહથી ) દેવતાઓને નૈવેદ્ય ચડાવવા માટે આ માસનાં મોટાં પર્વોનો ઉપયોગ કરે છે. એ ઋતુમાં— ]

કારતક

માસ હીં કાતક [1]જરા મોટાં અંગ પર ખરા આવીયે,
કણુ થીયે તાજો સહી કળ જગ [2]પોત નૌતમ પાવીયે;
ઘણુ [3]ખીર ગ્રહજે ગલા ઘાટપ, સાજ રાજા સબ કરે,
જગ તેણુ ઉન્નડ રતે જીવો સકજ સાંગણુ સંભરે.

[ કાર્તિક માસમાં અંગ ઉપર બુઢાપો (ઠંડીને લીધે) આવે છે. બધી જાતનાં તાજાં કણુ આવે છે. વસ્ત્રો પણુ નવાં પ્રાપ્ત થાય છે. પશુઓનાં દૂધમાં ગળપણુ અને ઘાટપ (ઘટ્ટતા) આવે છે. સર્વે રાજાઓ સાજ શોભા કરે છે. એ ઋતુમાં......... ]

માગશર

સર માગ હોઇજે આગ સવળી, વકટ સીંઘણુ વાપીયે
સગડીયાં કર લે લોક સાહેબ તાપ બાહુ તાપીએ;
દળ લગે નડીયાં નીર દોરા, નકે નાયણુ નીસરે,
જગ તેણુ ઉજ્જડ રતે જીવો સકજ સાંગણુ સંભરે

૧. વૃદ્ધાવસ્થા ૨. વસ્ત્ર ૩. ક્ષીર (દૂધ)

## પોષ

રત હેમ પોષે ટાઢ રવીયેં ચંદ્ર વાનર ગાળજેં,
[1]માનથે જળ બળ અધળ મેહેખી વંઠ સકળ વાળજેં;
વળ લગે [2]ત્રધનાં નશા વસમી, ઘેનઇ ઝાંખપ ધરે
જગ તેણુ ઉન્નડ રતે જીવો સકજ સાંગણુ સંભરે.

[ પોષમાં હેમન્ત ઋતુ હોય છે. ટાઢ પડે છે. વાંદરાં પહાડોની ગાળીમાં ચાલ્યા જાય છે.......નિર્ધનોને નિશા વસમી લાગે છે. ધેનુઓ ઝાંખી (દુબળી) પડી જાય છે. તે ઋતુમાં...]

---

૧. અર્થ સ્પષ્ટ નથી થતો. મહિષીઓ (ભેંસો)નાં બધાં વૃંદ પાણીમાંથી પાછાં વળી નીકળે છે એટલી બધી ઠંડી પડે છે—આવો કંઇક અર્થ હોય.

૨. નિર્ધનો

# સંભરિયા

[અત્યાર સુધીના લગભગ બધા મળતા આવતા છંદોની એકતાનતામાં દોમળીયા નામનું આ વૃત્ત વિવિધતા આણે છે. નાદને હિસાબે આ કાવ્ય અન્ય સર્વથી ચડે છે. શબ્દ–ગુંથણી શબ્દ ડીંગળી છે, અને એટલી બધી સહજ રીતે આવી ગઇ છે, કે પ્રયાસની તાણુ તૂંસ દેખાતી નથી. તોપ–ગોળાની ગતિએ શબ્દો વાયુમાં હિલ્લોલ લેતા ચાલે છે. પરંતુ કમભાગ્યે આની બાર કડીઓમાંની ફક્ત ચાર જ, કે જે માંગણ પંથકના બે મોતીસર ભાઇઓને કંઠે હતી, તે કવિ શ્રી પીંગળસીભાઇને ઘેર તેઓનો ભેટો થઈ જતાં પ્રાપ્ત થઈ. બાકીની આઠ તેઓના ચોપડામાં છે. પ્રયાસ કરવા છતાં હજુ તે હાથ લાગી નથી. કોઈ મામૈયા નામના મોતીસરે એના આશ્રયદાતા ચારણુ અજુભાઇ નથુભાઇની સ્મૃતિમાં આ મરશીઆ રચ્યા છે. કવિ કે દાતાનાં ગામની જાણુ નથી. મોતીસર નામની એક જાચક કોમ છે. એની ઉત્પત્તિ વગેરે માટે પ્રવેશકમાં જોવું.]



રાગ ઝકોળા સાત રસ
તાલ ઠણુંકા તાલ;
કાવા પાવા કેસરા,
ઘર આવો અજમાલ !

[રંગ રાગની રેલમછેલ બોલે છે. સાતે રસ લેવાય છે. નાચ ગાનના તાલ ઠમકાર ચાલે છે. એવા દિવસોમાં કેસરીઆ કાવા પીવડાવવા માટે હે અજુભાઈ! તમે ઘેર આવો !

વધ વધ ખટ રત વરણુવાં
અવધ કરે દન આજ,
સેલ તણી પર સરળકે
રંગભીનો નથરાજ.

[ આજના દિવસની અવધિ કરીને હું એક પછી એક છ ઋતુ વર્ણવું છું. આ વખતે મને રંગભીનો નથુભાઇ (અજુભાઇનો પિતા) સ્હેલ કરાવે છે.

બાપૈયા મુખ બોલિયા
પિયુ! પિયુ! પરવેશ
અણુરત તું અજમાલરો
સાંભરિયો અલખેશ.

[બપૈયા મુખથી પિયુ! પિયુ! બોલ્યા. એવી ઋતુમાં અજુભાઇનો પુત્ર આલોભાઈ યાદ આવ્યો.]

### આષાઢ

ગરહે મોર ઝીંગોરિયા
મ્હેલ થરકકે માઢ;
વરખારી રત વરણુવાં
આયો ઘઘુંબ અષાઢ.

[ગિરિ પર મોરલા ઝીંગોર્યા. મ્હેલ ને મેડી થડકારા (પડછંદા) દેવા લાગ્યા. હું વર્ષાની ઋતુ વર્ણવું છું. ઘઘુંબીને અષાઢ આવ્યો.]

### :: છંદ-દોમળીઆ ::

આષાઢ ઘઘુંબીએ ઝુંબીએ અમ્બર
વદ્દળ બેવળ ચોવળિયં,

મ્હોલાર *મહેલીએ ¹લાડગેહેલીએ
નીલ છલે ન ઝલે નળિયં;

²રઅંદ્ર આજ અગાજ કે ધર ઉપર
અંબ નયાં સર ઉભરિયાં
અજમાલ નથુ તણુ કુંવર આલણુ
સોય તણી રત સંભરિયા;

જીય! સોય તણી રત સંભરિયા,
મુને સોય તણી રત સંભરિયા.

[ અસાઢ ધધુંબ્યો. આસમાન ઘુંઘમ્મુંબ થઇ રહ્યું. વાદળાં ઊપરાં ને આપરસાં બંધાયાં. મ્હેલ મેડીઓ લાડ-ઘેલાં બન્યાં. નીર નળીઆંમાં ન ઝીલી શકાય તેટલાં બધાં છલકયાં. ધરતી પર ઇંદ્ર ગાજવીજ કરવા લાગ્યો. સરોવરોમાં નવાં પાણી ઉભરાયાં. એવી ઋતુમાં મને નથુ ભાઇનો કુંવર અજુભાઇ સાંભરી આવ્યો.]

---

*આ કાવ્યમાં 'ધધુંબીએ' 'ઘુંબીએ', 'ગેહેલીએ' વગેરે શબ્દોને અંતે 'એ' આવે છે તે સાચી રીતે ચારણોના લખવા મુજબ 'ય' હોવો જોઇએ. પરંતુ એ અક્ષર કેવળ અનુપ્રાસ આણવા માટે જ લગાડાય છે, અર્થશૂન્ય છે; અને બોલવામાં ઉચ્ચાર તરીકે 'એ' વધુ જોરદાર લાગે છે; તેથી આ ફેરફાર કરેલ છે.

૧. લાડઘેલી (ચારણી સાહિત્યમાં 'ઘ' ને બદલે 'ગ' નો ઉપયોગ વિશિષ્ઠ નાદ-વૈભવ નીપજાવવા માટે થાય છે : દૃષ્ટાંત

પાછા પેસે ના, ગજ દંતૂશળ ગેલીઆ !

[ હે (ઘેલીઆ) ઘેલારા ! હાથીના દંતૂશળ પાછા ન પેસે.]

૨. ઇંદ્ર

### શ્રાવણ

નવ ખંડ નીલાણીએ પાવન પાણીએ
વાણીએ દાદૂર મોર વળે,
શવદાસ ચડાવણ પૂંજાય શંકર
શ્રાવણ માસ જળે સબળે;

પ્રષનાર કરે નત નાવણ પૂજાય
શંકરરાં વ્રત સદ્ધરિયાં,
અજમાલ નથુ તણુ કુંવર આલણુ
સોય તણી રત સંભરિયા.

[ નવે ખંડ લીલા થઇ ગયા. પૃથ્વી પાણી વડે વિશુદ્ધ થઇ ગઇ છે. દેડકાંને ને મોરલાને ફરીવાર વાચા ફુટી છે. શિવના ભક્તો શંકરને પૂજા ચડાવી રહ્યા છે. શ્રાવણ માસ જળ ભરપૂર બન્યો છે. પુરૂષો ને નારીઓ નિત્ય પૂજા માટે ન્હાવણ કરે છે. શંકરનાં વ્રત સુધરે છે. એ ઋતુમાં...]

### ભાદરવો

રંગ ભાદ્રવ શામ ઘટા રંગ રાતોય
રંગ નીલમ્બર શ્વેત રજે;
ફૂળ ફુલ અપ્રબ્બળ કમ્મળ ફેલીએ
વેલીએ નેક અનેક વજે;

[1]પરિયાં દન સોળ કિલોળમેં [2]પોખત
[3]કાગ-રખી મુખ [4]ધ્રમ્મ કિયા,
અજમાલ નથુ તણુ કુંવર આલણુ
સોય તણી રત સંભરિયા.

---

૧. પિતૃઓ ૨. પોષે છે. ૩. કાગડા ઋષિઓના અવતાર મનાતા લાગે છે. ૪. ધર્મ.

[ભાદરવા મહિનામાં કાળા રંગની ઘન ઘટા બની. અંબર (આકાશ) રાતા, નીલ અને શ્વેત રંગો ધારણ કરવા માંડ્યું. ફળ ફુલનો અઢળક ફાલ ઉતર્યો. અનેક વેલીઓ શોભવા લાગી. માસના પહેલા સોળ દિવસ સુધી પૂર્વજોને માટે નાખીને ફિલ્સોલ સાથે પોષવામાં આવે છે. કાગ-ઋષિઓ(કાગડા)ને મ્હોંએ અન્ન આપી લોકો ધર્મ કરે છે. એ ઋતુમાં...]

## આસો

અન્ન સાત પકાયાય આસો ય આયાય
નીર ઠેરાયાય નીતરિયાં,
જળ ઉપર કમ્મળ રૂપ ખીલે જયમ
પાવશ દેહ પણાતરિયાં;

મછ છીપ તણી રત જામત મોતીએ
ઠીક ઝળુમળ નંગ થીયા,
અજમાલ નથુ તણુ કુંવર આલણુ
સોય તણી રત સંભરિયા.

[સાત જાતનાં અન્ન પાક્યાં. આસો માસ આવ્યો. મેનાં પાણી થંભીને નીતરી ગયાં. જળ ઉપર કમળો ખીલ્યાં.........આ ઋતુમાં છીપોની અંદર મોતી જામ્યાં. ઝળહળતાં સરસ નંગ (મોતી) પાક્યાં. એ ઋતુમાં......]

# ઋતુ-શોભા

આમાં મિત્ર-વિરહના મરશીઆ નથી, તેમ પ્રેમિકાનાં વિરહ-ગીત પણ નથી. આ નમૂનો છે માત્ર ઋતુઓના આનંદો ને લક્ષણો આલેખી રાજસભાનું ચિત્તરંજન કરનારી કવિતાનો. ત્રણે ઋતુઓને લંબાણથી આલેખી છે. અંગ્રેજ કવિ ટોમ્સનના 'સીઝન્સ' અથવા કાઉપરના 'ટાસ્ક' ને મળતી વર્ણન-શૈલી છે. વ્રજ ભાષા કે બીજી કોઈ પરપ્રાંતીય ભાષાની અસરથી મુક્ત રહેલા એક એકાન્તવાસી ગ્રામ્ય રાવળે રચી હોવાથી એમાં સોરઠની શુદ્ધ ડીંગળી ભાષાનો જ પ્રવાહ ચાલેલો છે. પરંતુ કવિ પોતે આધુનિક તેમ જ ગ્રામ્ય જમીનદારોના સહવાસી હોવાને લીધે ડીંગળી ભાષાને સરલ સોરઠી ભાષાની કુણપ આપી શક્યા છે. અને તળપદ સૌરાષ્ટ્રનાં જ ઋતુ-લક્ષણોનું આ આલેખન છે. કવિ જૂનાં ઋતુ-કાવ્યોની રૂઢીને વશ થએલ નથી. એ કવિનું નામ ગીગા ભગત : જાતે રાવળ હતા. આહિરોના વહીવંચા હતા. મહુવા પાસે ટોળીયા ગામના નિવાસી હતા. કાવ્યદેવીનું એટલું ઉંચું વરદાન પામેલા હતા, કે નિરક્ષર છતાં થોકે થોક આવાં લાક્ષણિક કાવ્યો રચી ગયા છે. એમની રચેલી સેંકડો પંક્તિઓ અનેક ચારણ બારોટોની જીભ પર રમતી સાંભળી છે. કાવ્યની મધુર સરલતાની એ સાચી સાક્ષી છે. શબ્દ-નાદ તો એમની કવિતામાં ભાવને સારી પેઠે અધીનતાપૂર્વક અનુસરી શકે છે. પ્રસિદ્ધિના નિર્લોભી આ કવિનો દેહ પૂરી વૃદ્ધાવસ્થાએ હજુ એકાદ વર્ષ પૂર્વે જ છૂટી ગયો છે. ]

[ ગીત—સપાખરું ]

:: ચોમાસું ::

ચડ્યાં આષાઢી વાદળાં કાળાં દોવળાં અંબરે શોભે
હરયું ઓતરાદી માથે ઉછળ્યાં હરાર;
ગીંગોર્યા મોરલા સાથે [1]વાહરી મંડાણી ઝડી,
એકધારા મેઘરાજા મંડાણા અપાર.

[ કાળાં આષાઢી વાદળાં બબ્બે થર બાંધીને આકાશમાં ઉત્તર દિશા ઉપર ઉછળ્યાં. મોરલા ગેહેક્યા. વાવાઝોડાં મંડાયાં. મેઘરાજા એક ધારે વરસવા લાગ્યા. ]

---

૧. વાહરી : વાયુની ( રા, રી, રું—ના, ની, નું—તરીકે વપરાય છે. )

બ્રહ્માંડે ત્રૂટીયા ઇંદ્ર પડતાળા પાણીવાળા[1]
હાથી સોંઢવાળા કાળા મંડાણા હિલોળ;
[2]નગાંવાળા ધડક્યા ગાળા, નદી નાળાં ફાડી નાખ્યાં
અળાં માથે જળાં હળાં ફેલીયાં અલોળ.

ઉહાવાળા ત્રાહે પાળા સરિતા જોરમાં હાલે
પાણીવાળા ખળકારા એક ધાર પાડ;
લોઢરા ઘૂઘવા જાણે ગીતરા ઝકોળા લાગ્યા,
સાગરા મંડપે હાલ્યા જાનરા સમાડ.

ચોય દશ્યે ચાળ બાંધી મંડાણા ધરાકા શ્યામ
અવનિ હરખી થાટ થાટે એક વાર,
[3]રાખસી ઘાટસા લોઢ ગલોટાં મારવા લાગા,
લોટપોટાં થાવા લાગા બધા લારોલાર.

[ વ્યોમમાંથી પાણીભર્યાં વાદળાં તૂટી પડ્યાં. જાણે લાંબી સૂંઢવાળા કાળા હાથી સૂંઢો હીંડોળવા લાગ્યા. પહાડોની ખીણો પાણીના ધોધથી ધડ મડ થવા લાગી. નદી નાળાંને પાણીનાં પૂરે ફાડી નાખ્યાં. પૃથ્વી પર અતૂલ જળ-હિલોળે ફેલાઇ ગઇ.

પગપાળા ચાલનારા ત્રાસી જાય છે. નદીઓ જોરથી ચાલે છે. પાણીના ખળખળ એક ધારે ધસ્યે જાય છે. મોજાંના ઘૂઘવાટ લગ્ન-ગીતોના સૂર જેવા લાગે છે. જાણે કોઈ જાનની મેદની સમુદ્રને લગ્ન-મંડપે ચાલી જાય છે.

ચારે બાજુ વૃષ્ટિ બાંધીને ધરણીનો ધણી મંડાયો છે. અને સ્થળે સ્થળે પૃથ્વી હરખી રહી છે, રાક્ષસી ઘાટનાં મોજાં ગુલાંટો મારીને સામસામાં અથડાઈ એક પછી એક લાંગી ભુક્કા થાય છે.]

---

૧. 'વાળા' પ્રત્યય આ કવિનાં કાવ્યોમાં અતિશય છૂટથી વપરાયો છે.
૨. નગાં વાળા : પહાડોના.
૩. રાક્ષસી

ઝળકે વીજળી વળી ઝળકે ઘટામાં વેગે
ઝળકે પ્રભાકે જાણી હરિવાળા [1]જાગ;
પૂરીયાં ધનૂષાં મેઘ રાજા વાળાં લીલાં પીળાં,
આભારે માંડવો લાગો શોભાવા અથાગ.

મંડાણા જળાંકા રાજા અળાંપે અજાદ મેલી
હડૂડવા લાગા મેઘ ધારીને હુલાસ,
પતાળ ત્રોડવા જાણી ધડાકા રોપીયા [2]પાગા
એવા થાવા લાગા મોટા કડાકા આકાશ.

ઘટા [3]રીંછાવાળા ધોળા પાડવાળા ટૂંક ઘેર્યાં
ભર્યાં જળાંવાળા નવે ખંડા ભરપૂર;
રીયણું લીલાણી ભાળી પશુ પંખી થીયાં રાજી
નરાં માલધારી મોઢે વધ્યાં ઝાઝાં નૂર.

ઘનઘટામાં વેગથી વીજળી ચમકે છે. જાણે હરિને ઘેર જાગ તેડયા હોય એવી પ્રભા આકાશે ઝળકે છે. મેઘરાજાનાં ધનૂષ્યમાં લીલા પીળા રંગો પૂરાયા છે. આભનો માંડવો અત્યંત શોભવા લાગ્યો છે.

જળનો રાજા મરજાદ મૂકીને પૃથ્વી પર મંડાયો છે. મેઘ ઉલ્લાસમાં આવીને હ ડૂ ડૂ ડૂ ગર્જના કરે છે. અને કેમ જાણે પાતાળ ફોડી નાખવા પોતે પગ પછાડતો હોય તેમ આકાશે મોટા કડાકા થવા લાગ્યા છે.

ધોળી વાદળીઓની ઘટાઓએ પહાડોનાં શિખર ઘેરી લીધાં. નવે ખંડને જળભરપૂર કરી મૂક્યાં. પૃથ્વીને લીલૂડી બનેલી નિહાળીને પશુપક્ષી રાજી થયાં. માલધારીઓ ( પશુધારીઓ )ને મુખે નૂર વધ્યાં.

---

૧. જાગ તેડવા, એટલે લગ્નાદિ મંગલ પ્રસંગે દેવતાની પ્રતિષ્ઠા કરી અખંડ દીવા બાળવાની ક્રિયા. ૨. પગ ૩. વરસાદ વરસતી વેળા ધોળા, રૂના પોલ જેવી જે વાદળીઓ ઉંચે તરતી હોય તેઓને રીંછડીઓ કહેવામાં આવે છે. ભારી વૃષ્ટિનાં એ ચિન્હ છે.

કીયાંથી વાદળાં મળ્યાં, વીજળી ઝળકી ક્યાંથી
  કીયાંથી ગર્જના વાગી આપરે કરાર,
ભાળી વર્ષા રતુમાંહી એની કળા નેણું ભરી
  એવી લીલા હરિ તણી ઘણી છે અપાર.

### શિયાળો

જદુનાથરા લગનં આગે મોલાતું હીંડળી જાણે
  નોરતારી રમે નારી ગરબારી નાચ;
માતરા પૂજારી ટેક ધારી કે દશેરા માથે
  હેદળાં પલોટે ભારી હૈયામાં હુલાસ.

ભૂખ ભાંગી રાંકવાળી, થીયા રાજી મોલ ભાળી
  દિવાળી પ્રભાળી ભાળી દિવાળી દેખાય;
[1]કુમ્પીઆ કાહરા ચત્રદશીવાળી રાત કાળી
  ભોગ દેવી [2]દાંણુવારા કપાળી ભરાય.

આ વાદળાં ક્યાંથી મળ્યાં? આ વીજળી ક્યાંથી ચમકી? આ ગર્જના ક્યાંથી? નયનો ભરી ભરીને વર્ષા ઋતુમાં મેં પ્રભુની કળા નિહાળી. પ્રભુની લીલા એવી અપાર છે.

યદુનાથ કૃષ્ણનાં લગ્ન પૂર્વે કેમ જાણે મ્હેલાતો હીંડોળતી હોય, તેમ નવરાત્રિમાં નારીઓ ગરબા મેલીને નૃત્ય રમે છે. દેવીઓના ટેકધારી પૂજારીઓ દશેરા પર હુલ્લાસથી ઘોડાં પલોટે છે.

રંક લોકોની ભૂખ ભાંગી, અનાજનો પાક દેખીને સૌ રાજી થયા. દીવાઓની પ્રભાથી દિવાળી સોહે છે. ચતુર્દશીની કાળી રાત દેખીને કાયરો કમ્પી ઉઠયા છે. તે રાત્રિયે દેવીઓ અને દાનવોને કાપાલિક લોકો બલિદાન ધરે છે. [ આસો માસ ]

---

1. ચતુર્દશીની રાત્રિયે લોકો ભૂત પિશાચોને તેમજ દેવીઓને આરાધી સ્મશાને મંત્ર સાધના કરે છે. 2. દાનવોના

અનોખાં પીરસાણું થાય આગળે હરિને ઓપે
ભલા પકવાન મંદ્ર બન્યા ભાત ભાત;
મોટ છોટ મેદનીશ હિલોળા આગળે મળે
અન્નકોટ ધરાણા પ્રભુને અણી ભાત.

ચમકારા ટાઢવાળા હેમાળા ભણીથી ચાલ્યા,
હુડવડયા પશુપંખી માનવે હેથાટ;
દડયા હીમ, નીર જામ્યા, જઠરા પ્રગટી દોઢી
આયા શિયાળારા દિન નિયાળા અથાટ.

ઝાકળાંને જોરે ચણા તલ કે પાકીયા ઝાઝા
તૂટયાં ઝાડવાળાં પાન દેખતાં તમામ,
[1]વીજાથળે ભદ્ર જાતી ઓથલી ડુંગરાવાળી
કોપ કાળી ટાઢવાળા ફાટી ગીયા કામ.

અનેક જાતનાં પિરસણાં હરિની મૂર્તિ સન્મુખ થાય છે. મંદિરોમાં ભાતભાતની સરસ મીઠાઈઓ બને છે. નાની મોટી મેદિનીઓ આનંદ કરે છે. એ રીતે પ્રભુને અન્નકૂટ ધરાય છે. [કાર્તિક]

ટાઢના ચમકારા હિમાલય તરફથી ચાલ્યા આવે છે. પશુપક્ષી અને માનવીઓ કમ્પી ઉઠે છે. હીમ પડે છે. પાણી જામી જાય છે. જઠરાગ્નિ દોઢ ગણો પ્રગટ થાય છે. એવા શિયાળાના દિવસ આવ્યા.

ઝાકળ ઝરવાથી ચણા ને તલ સારી પેઠે પાક્યા. જોત જોતામાં ઝાડ પરનાં તમામ પાંદડાં તૂટી ગયાં......અત્યંત આકરી ઠંડી ફાટી નીકળી.

---

1 આ પંક્તિ નથી સમજાતી.

[1]ગોધમાં પકાવા, ઝાડ નમાવા, ડુંગરા ગાળા
  જમાવા પાણીયાં હાલ્યા હીમરા ઝકોળ;
સમાવા ભાદુકા તાપ નમાવા સાગરાં મોજાં
  હેમંત રતરા હાવા લાગીયા હિલોળ.

[2]લાજધારી પ્રભુવાળા વીપ્ર જમાડવા લાગા
  પમાડવા લાગા સુખ દખણા પ્રમાણ;
તિલ દાન દેવા લાગા પોસ માસ આયા ત્રઠે
  ખીસરારે દને મચ્યા ભોજને ખીસાણ.

ઝપાટા ઢોલરા બાગા દિન લગનારા ઝાઝા
  સુખ તે હિ રાંક રાજા સરવે સૂહાત;
તાજા રતુ ગ્રીખમારા વાગા વાજા તડકાળા
  ઉનાળારા દન આગે તાપવાળા આત.

ઘઉં પકાવવા માટે, ઝાડવાંને નમાવવા માટે અને ડુંગરાની ખીણોમાં પાણીના ઝરાને થીજાવી દેવા માટે ઠંડી પડવા લાગી. ભાદરવાનો તાપ શમાવવા માટે, અને સાગરનાં મોજાંને શાંત પાડવા માટે હેમંત ઋતુનો દાવો હાલવા લાગ્યો.

પ્રભુપરાયણ લોકો વિપ્રોને જમાડવા લાગ્યા. દક્ષિણા પણ આપવા લાગ્યા. પોષ માસ આવ્યો એટલે ખીચરને દિવસે તલનું દાન પણ દેવા લાગ્યા. ઘીથી લચપચતાં ભોજન મચ્યાં.

માહ માસમાં ઢોલ ધડૂક્યા. લગ્નના દિવસ આવ્યા. રંક રાય સર્વેને એ દિવસોમાં સુખ લાગે છે. પછી તો ગ્રીષ્મ ૠતુના તાજા તાપ રૂપી વાજાં વાગી ઉઠ્યાં. જગતને જાણ થઈ કે હવે આગળ તાપના દિવસો આવે છે.

---

૧. ઠંડી પડવાથી જ ઘઉં પાકે છે. ૨. એ કડીમાં મકર સંક્રાન્તિ પર્વના રીતરીવાજોનું વર્ણન છે.

## ઉનાળો

ડાળ્યું હિલોળી વનડાંવાળી વીતોળી વાવલાં દિસે,
ગીતોળી ઉડાડયાં પત્તાં આવીયા ગ્રીખમ;
રજુંવાળી ધુંધળારી દરયું [1]ઢાળી ચડી [2]શાગી
[3]ગોમ [4]વોમ તપ્યા બાજુ ઓતરાદી [5]ગ્રમ.

મૃગજળા વાળા લોઢ ઉછળ્યા પ્રથમી માથે,
નીરઝારા સૂકા, પાન ત્રોવરારા નાશ;
ઓવરારા ખાલી આરા દોરા દોરા જેમ સૂકા
નશાં જીવ દાદરારા પામિયા નિરાશ.

સારા સારા પંખીઆરા ત્રોવરારા ગોતે છાંયા;
ભંખરારા તાપે જોગી ધૂણીઆરા ભાવ;
શંકરારા ઠારે ઠાર જળાધારા માથે ચડે;
ઉનાળારા આયા દિન આકરા અથાવ.

વનની ડાળીઓ હાચોળા ખાવા લાગી. વાયરાના ઝપાટા લાગ્યા. પાંદડાંને ઉડાડયાં. એવી ગ્રીષ્મ આવી. દિશાઓ ઉપર ધૂંધળી ધૂળની આંધી ચડવા લાગી. ઉત્તરાદી દિશાના બાનુ પૃથ્વી ને આકાશ બન્ને પર તપી ઉઠયા.

પૃથ્વી પર મૃગજળનાં મોજાં ઉછળ્યાં. પાણીના ઝરા સૂકાયા. તરૂ-વરોનાં પાંદડાં નાશ પામ્યાં. સરોવરના આરા સૂના થયા. એનાં નીર દોરાવા દોરાવા ઘટીને ક્રમે ક્રમે સૂકાઈ ગયાં. દેડકાંના જીવ સાથે જ આખરે નિરાશ થયા.

સારાં સારાં પક્ષીઓ તરૂવરોના છાંયા ગોતે છે. જોગી લોકો ધૂણીઓ તાપીને તપ કરે છે. ઠેકાણે ઠેકાણે શંકરને જળાધારી ચડે છે. એવા આકરા ઉનાળાના દિવસો આવ્યા.

---

૧. તરફ ( ઢળતી ) ૨. તમામ ૩. પૃથ્વી ૪. વ્યોમ ૫. ગરમ

વનફળાં પકાવા તપાવા પીઠ ભોમ વાળા,
  ભાનુ તપ્યા નદી નાળાં તડકયા ભવન;
અકળાણા જીવ કેતા પશુપંખીવાળા એમાં
  પાણી વિના શેષ તેમાં ભખીયા પવન.

તડકયા ઉનાળાવાળા કોપ કાળ જેમ તપ્યા
  માઠશને લાગી ઝાળાં ઉછાળ્યાં મુકામ;
[1]ભાલાળા ડેડાણવાળા રંગભીના રહે ભૂપ
  ધરા માથે બણ્યા સારા એહલોકી ધામ.

ઉનાળારે ટાણે જાણે અંતરે મચાવે એલી
  રંગરેલી સભા બણે ગામરા રસાળ;
જશવાળા શરૂ પંખા મોજરા હિલોળા જાણે
  મહભરી મજા માણે રાજા જેતમાલ.

વનફળોને પકાવવા અને ભુમિની પીઠ તપાવવા ભાનુના તડકા તપ્યા. એમાં કેટલાં યે પશું પક્ષી અકળાઇ ગયાં અને સર્પો પાણીને અભાવે પવનનો ભક્ષ કરવા લાગ્યા.

ઉનાળાના તડકા કાળા કોપ જેવા તપ્યા. કંજૂસ માણસોને એની એવી ઝાળ લાગી કે પોતાનાં ઘરબાર એણે મહેમાનો માટે બંધ કર્યાં. પરંતુ એમાં ડેડાણ ગામના શૂરવીર કોટીલા રાજા તો રંગભીના-દિલાવર જ રહ્યા. એનાં ધામ તો ધરતી પર સારાં જ રહ્યાં.

ઉનાળાને સમયે જાણે અત્તરની એલી મચી હોય એવી રંગરાગ ભરી સભા ગામમાં આ કોટીલાઓને ઘેર ભરાય છે. પંખાઓ શરૂ રહે છે. મોજમજાહની લ્હેરો છૂટે છે. એવી મહભર મજા જેતમાલ કોટીલો માણે છે.

---

૧. આ સ્થળે, જેનો યશ ગાવા કવિએ કાવ્ય રચ્યું છે તે દરબારની દિલાવરીની અત્યુક્તિભરી તારીફ કરી છે.

[૧]બણે બેધા [૨]અડાબીડ, [૩]નસીબાળા દોહી બાજુ
હોય કઠાજૂઠ કાજુ કચેરી હુલાસ;
ચાલે ગારા જળધારા જસરા ફુવારા છુટે
જ્હેકે નીર ગુલાબરા ફુલસરા બાશ.

કવતારા ગુંથી હારા સારા સારા આવે કવિ
શુભકારા કોટીલારા પામે તરાં સોય;
નશાં કવેસરાં જાચે એક વાર ચાંપાનંદા,
[૪]હેતવાંરે ઘરે કે દિ ઉનાળા ન હોય.

એ રાજાની બન્ને બાજુએ ભાગ્યવંત યોદ્ધાઓની ઠઠ જામે છે. એવી સુંદર કચેરીમાં હુલાસ મચે છે, જળધારાઓ ઝરે છે. ઘરાના ફુવારા છૂટે છે. ગુલાબજળ મ્હેકે છે.

સારા સારા કાવયો એ દરબારની પાસે કવિતારૂપી હાર ગુંથી લાવે છે. એ લોકોને સુકૃત્યવંત કોટિલા પાસેથી ઘોડાંનાં દાન મળે છે. જે કવિ લોકો આ ચાંપરાજના પુત્રને એક વાર પણ યાચે, તેને ઘેર કદિ ઉનાળો (દરિદ્રતા) જ નથી આવતો.

---

૧. બને ૨. ઠઠ જમાવીને ૩. નસીબદાર ૪. હેતુઓને (મિત્રોને)

# મેઘ-સેના

[ આ વર્ષાઋતુનું જ ચરા-ગીત છે. ગીગા બારોટે રચ્યું છપ્પનના દુષ્કાળ પછી જે સારું ચોમાસું વરસ્યું, તે સમય પસંદ કરેલ છે. અંતિમ હેતુ તો પોતાને એ દુષ્કાળ પાર ઉતરાવનાર કોઈ પીઠા ખુમાણ નામના કાઠી જમીનદારની પ્રસંશા કરવાનો છે. પરંતુ આપણે સુભાગ્યે કવિએ ઋતુ-વર્ણનની અંદર ક્યાંયે પોતાના દાતાનુ ગુણગાન ન આવવા દેતાં ફક્ત છેલ્લેની ત્રણ ટુંકો એ તારીફ માટે અલાયદી રાખી છે. પરિણામે રસાસ્વાદ અખંડ રહે છે. તારીફની ત્રણમાંથી એક જ ટુંક અત્રે આપી છે. ]

§

[ ગીત-સપાખરું ]

મળ્યાં વાદળાં ઘઘુંબી કાળાં મેઘવાળાં ધરા માથે
ચોમાસારા સજ્યા ગયેં સઘણ સામાજ;
વરા ફેરી ધરા સરે ચડી ફોજ ઇંદ્ર વાળી,
આઢા મેઘ ગાજા, ત્રુટા છપનારા ગાઢ.

કાળાં મેઘનાં વાદળાં ધરતી પર મળ્યાં. ગીરના જંગલે ચોમાસાના ઉત્સવ-શણગાર સજ્યા. ઇંદ્રની સેના ધરા પર ચડી. ગાઢો મેઘ ગાજ્યો કે તુર્ત છપનીઆ કાળના ગાઢ વછૂટી ગયા.

વીજળી મશાલું વાળી ઝબેળી આકાશવેગે,
ધરી રંગ લીલાં પીળાં ખેંચીઆં ધનુષ;
ચોપદારા લલકારા મોરલા જીંગોર્યા સારા,
મેઘ ઓતરાદા ચડયા, હરખ્યા મનુષ.

ઇંદ્રઝારા છુટી ધારા સોમઝારા મચી એલી,
નદીયાંરા ભર્યાં આરા સોવરારાં નીર;
દાદરારા કવેસરા કીરતિ ગેંકિયા દાડી,
બાપૈયા બોલિયા ઠારોઠારથા બજીર.

ગંગાજળાં ધધકિયાં, ખળકયા ડુંગરા-ગાળા,
પ્રથીવાળાં નદીનાળાં સિંધુ ઢાળાં પૂર;
ખંખાળ્યા જમીકા ખાળા, દુઃખ દવા ટાળ્યા બેહુ,
નવે ખંડાંવાળાં ઢાળા પ્રગટાણું નૂર.

વીજળી રૂપી મશાલો આકાશમાં ઝળહળી ઉઠી. મેઘધનુષ લીલા પીળા રંગો ધારણ કરીને ખેંચાયાં. મોરલા રૂપી બધા છડીદારોએ લલકાર કરીને નેકી પોકારી. ઉત્તર દિશાથી મેઘરાજાને ચડયા દેખી માનવી હર્ષ પામ્યાં.

ઇંદ્રના ઝરામાંથી ધારા છુટી. એલી (સતત આઠ દિવસની વૃષ્ટિ) મંડાઇ. નદીઓના ને સરોવરોના આરા ભરાઇ ગયા. મેઘરાજાના કવીશ્વરો રૂપી દેડકાં નિરંતર એની કીર્તિ ગાવા લાગ્યા. અને ઠેરઠેર બપૈયા બોલવા લાગ્યા.

ગંગાજળ ધોધમાર વહેવા લાગ્યાં. ડુંગરની ખીણો ખળખળી ઉઠી. પૃથ્વીપરથી નદીનાળાંનાં પૂર દરિયા તરફ ચાલ્યાં. જમીનનાં પડને પાણી વતી ખંખાળી નાખ્યાં. દુઃખો અને ખરાબ વાયરા નાબુદ કર્યા. નવે ખંડમાં નૂર પ્રગટયાં.

પીળંબરી લાલકુલી લીલંબરી બણી પ્રથી,
    ઘનશ્યામ માથે છુટી મેઘરી ઘેઘુંબ;
પા'ડ ઘેર્યા રીછાંવાળે, ટુંક માથે ઝર્યાં પાણી,
    જમીં બણી ફળફુલે થણી લુંબઝુંબ.

રાંકવાળી મટી ખધ્યા, મો'લ ભાળી થીયા રાજી
    કેતા માનસોવરારા છલક્યા કિનાર;
તૃણચારા કરેવાને મેખીઉંનાં હાલ્યાં ટોળાં
    ધરાસરે ચોમાસારી ઘુમે મહીધાર.

પ્રથી ફુળી હેમફુલે, હીંડળી મોલાત પાકી,
    દુઃખ હવા ગીયા, સુખ થીયા દસે દેશ;
નોરતારી રમે નારી ગરબારી મળી નત્યો,
    વળી પુંજા અંબકારી કરેવા વશેષ.

પૃથ્વી પીળે, લાલફુલેસે અને લીલે સાળુડે (અંબરે) સજ્જ બની. અને એના માથા પર ઘનશ્યામ મેઘની ગાઢ વૃષ્ટિ છુટી પડી. રીંછ-ડીઓ(શ્વેત વાદળીઓ)એ પહાડો ઘેરી લીધા. શિખર પરથી પાણી ટપકવા લાગ્યાં. જમીન ફળેફુલે લુંબઝુંબ બની.

રંકજનોની ક્ષુધા ટળી. ધાન્યના છોડ દેખીને રાજી થયા. કેટલાય માનસરોવરોના કિનારા છલક્યા. ઘાસના ચારા કરવાને મહિષીઓ (ભેંસો)નાં ટોળાં ચાલ્યાં. જાણે પૃથ્વી પર ચોમાસા રૂપી વલોણું ઘૂમાવાઇ રહ્યું છે.

હેમવરણાં ફુલે પૃથ્વી ખીલી ઉઠી છે. પાકેલા મોલ ઝુલી રહ્યા છે. દુઃખ ગયાં છે, દસે દેશોમાં સુખ થયું છે. નોરતામાં રોજ રોજ નારીઓ ગરબે રમે છે. વળી અંબિકાની પૂજા કરે છે.

જુપે હરસરી સારી સવારી બણાવી ભારી,
શણગાર્યાં હાથીઆંરાં અંબાડિયાં સાથ;
ગામોગામ ધામધૂમ શણગાર્યાં શોક ગળી
પૂર્યાં અન્નકોટ જાય હરિને પ્રીસાય.

વળ્યા વર્ષ ભલસરા, ભલાવાળાં રીયાં વેણુ,
નોંધાણા કાગળે જુગોજુગરાં નિશાણુ;
ઘણા કવિ ઉગારિયા, ઉતારિયા કાળ ઘાટી
ખાટ્યા જશ પરજ્રાંમાં પીઠવા ખુમાણુ.

રાજાઓએ હરોશાની સવારીઓ કાઢી. હાથીની અંબાડીઓ શણગારી. ગામોગામ શોક ગળી ગયા, ધામધૂમ ને શણગાર મચ્યાં. પ્રભુને ચરણે અન્નકોટ પૂરાઇને પિરસાય છે.

સારાં વરસ ફરીને આવ્યાં. ભલાં કામો કરનારનાં સ્તુતિ-વચનો અમર રહ્યાં. એવા જનોની નિશાનીઓ જુગોજુગ સુધી કાગળ પર રહી ગઇ. ઘણા કવિઓને ઉગારીને, આવો છપનીઓ દુષ્કાળ પાર કરાવીને પીઠો ખુમાણ ત્રણે પરજોમાં (કાઠીની ત્રણ શાખાઓમાં) યશ ખાટી ગયો.

# લોકગીતોમાં ઋતુ-ગીતો

ચારણી કવિઓનાં રચેલાં ઋતુ-કાવ્યોથી જૂદા પડતા આ વિભાગમાં કોઇ અનભિજ્ઞાત લોકકવિનાં રચેલાં અને કેવળ કંઠપરંપરાથી ઉતરતાં ગીતો આવે છે. એના વિભાગો આ રીતે પાડી શકાય.

૧. સ્ત્રીજનોના રાસડા અથવા ગીતો.

૨. બારમાસી વગેરેના દોહા.

આ પૈકી પહેલા વિભાગમાં આવી શકે તેવા ગુર્જર સ્ત્રીઓના 'રાસડા' રઢીયાળી રાત ભાગ ૩ માં 'ઋતુ-ગીતો'ના વિભાગની અંદર સંઘરાઇ ગયા છે. તેની પુનરૂક્તિ અત્રે કરવામાં નથી આવતી. પરંતુ મોટી મારવાડ અને ગુજરાત વચ્ચેના પાલનપૂર નજીકના પ્રદેશમાં મારવાડી સ્ત્રીઓ લગભગ ગુજરાતી ભાષામાં જે ઋતુ-ગીતો ગાય છે, તે અત્રે ઉતારવામાં આવે છે.

એક વાત ખાસ ધ્યાન ખેંચે છે. આપણા ઋતુ-ગીતો માંહેનું એક પણ ગીત ભાઈ-બ્હેનના વિરહ-ભાવોને નથી ઝીલતું. એ સુંદર તત્ત્વ આ ગુર્જર-મારૂ ગીતોમાંનાં અનેકનો વિષય બનેલ છે. આપણા ઋતુ-ગીતો વિના અપવાદે સ્ત્રી-પુરૂષના જ વિજોગ વર્ણવે છે. એટલી એની ન્યૂનતા છે.

# માડીજાયાને આશિષ

[ મારવાડનાં ખેતરોમાં કામ કરતી સ્ત્રીઓ, ઓચીંતો વરસાદ આવતા, ટેકરી ઉપર ટોળે વળી ઉભી રહી, આવાં ગીતો ગાતી ગાતી પોતાના પિયરવાસી ભાઈને બરકતની દુવા મોકલે છે. ]

§

કાળુડી કાળુડી હો બાંધવ મારા ! કાજળીઆરી રેખ,
ધોળી ને ધારાંરો બાંધવ મારા ! મે વરસે.

વરસજે વરસજે હો મેહુડા ! બાવાજી રે દેશ,
[1]જઠે ને [2]માડીરો જાયો હળ ખેડે.

વાવજો વાવજો હો બાંધવ મારા ! ડોડાળી જુવાર,
ધોરે ને વવાડો નાના કણુરી બાજરી !

જોતો રે જોતો રે બાંધવ મારા ! હરિયા રે મુંગ,
મારગે ને વવાડો ડોડા એળચી !

નીદજો નીદજો હો [3]ભાભજ મારી ! ડોડાળી જુવાર,
ધોરે ને નીદાવો નાના કણુરી બાજરી !

---

૧. જ્યાં ૨. માએ જન્મેલો (ભાઇ) ૩. ભાભી.

[4]વૂઠા વૂઠા હો બાંધવ મારા! આષાઢા હે મેઘ,
ભરિયા હે [5]નાડાં ને વળી નાડડી.

[6]ભીને ભીને હો બાંધવ મારા! બાજરીયો રે બીજ,
નાઇ ને ભીને રે સાવ [7]જ્શોવની.

ભીને ભીને હો બાંધવ મારા! માથારો પેચ,
ભાભજરો ભીને રે ચૂડો વળી ચૂંદડી.

ભીને ભીને હો બાંધવ મારા! રેશમીઆરી [8]ડોર,
[9]ગીગો ને ભીને રે [10]થારો પારણું.

નીપજે નીપજે હો બાંધવ મારા! ડોડાળી જુવાર,
થારે ને [11]વાયોડાં સાચાં મોતી નીપજે!

[બ્હેન વાદળીને વરસતી નિહાળી કહે છેઃ હે મારા વીરા! કાળી કાળી વાદળીઓની કાજળ જેવી રેખાઓ ફુટી રહી છે, અને એમાં ધોળા રંગની ધારાઓ વરસાદ વરસે છે.

હે મેહુલા! તું મારા બાપાજીને દેશ જઇ વરસજે, કે જ્યાં મારી માડીનો જાયો ભાઇ હળ ખેડતો હોય.

હે મારા વીરા! મોટા દાણાની જુવાર વાવજો, અને વાડીના ધોરીઆ ઉપર ઝીણા કણની બાજરી વાવજો. [કેમકે ધોરીઆની ભોંય વધુ રસાળ હોય છે.]

હે મારા વીરા! લીલા મગની વાવણી કરવા માટે હળ (દંતાળ) જોડજો અને માર્ગ ઉપર મોટે દાણે એલચી વાવજો!

હે મારી ભાભી! તું જુવારના વાવેતરમાંથી ઘાસ નીંદજે અને ધોરીઆ ઉપર ઉગેલી બાજરીમાંથી પણ નીંદણ કરજે!

---

૪. વરસ્યા. ૫. નાળાં ને નદી. ૬. ભીંજાય. ૭. સોના(સુવર્ણ)ની ૮. દોરી. ૯. દીકરો. ૧૦. તારો. ૧૧ વાવેલાં.

હે મારા વીરા ! આષાઢના મેહ વરસ્યા. અને નદી નાળા ભરાઇ ગયાં. હે મારા વીરા ! બાજરીનાં બીજ ઝીંઝતાં હશો અને સોનાવરણી ભાઇ ભીંજતી હશે.

હે મારા વીરા ! તારા માથાની પાઘડી ભીંજતી હશે અને ભાભીનો ચૂડલો તથા ચુંદડી ભીંજતાં હશે.

હે મારા વીરા ! ખેતરમાં ઝાડની ડાળીએ લટકાવેલા પારણાની રેશમી દોરી ભીંજતી હશે અને પારણામાં પોઢતો નાનો ભાણો પણ ભીંજતો હશે.

હે મારા વીરા ! તારે મોટે દાણે અઢળક જુવાર નીપજજે ! ને તે વાવેલા દાણા સાચાં મોતી સમાં પાકજે ! એ મારી આશિષ છે.]

## આણું મેલજે

[બહેન પોતાના ભાઇને ઋતુએ ઋતુએ કહેવરાવે છે કે "ભાઈ ! મને તેડવા આવ. હું તારે ઘેર આવીને બધાં કામ કરી દઈશ !" પણ ભાઇ તો જુદાં જુદાં બ્હાનાં કાઢી બ્હેનને તેડાવવાની ના મોકલે છે.]

૬

ઉનાળે આણું મેલજે રે વીરડા !
ઉનાળે કાંતુ કાંતણું.

કાંતશે મારા ઘરડાની નાર મારી બેનડી !
તમે તે રે'જો સાસરે.

ઉનાળે આણું મેલજે રે વીરડા !
ઉનાળે કાંતુ કાંતણું.

કાંતશો મારા ઘરડાના નાર મારી બેનડી!
તમે તે રે'જો સાસરે.

શીઆળે આણું મેલજો રે વીરડા!
શીઆળે સાંધુ સાંધણું.

સાંધશે મારા ઘરડાની નાર મારી બેનડી!
તમે તમારે સાસરે.

વરસાળે આણું મેલજો રે વીરડા!
વરસાળે ખોદું [1]ઝુઝડાં.

ખોદશે મારા ઘરડાની નાર મારી બેનડી!
તમે તમારે સાસરે.

પિયરનાં [2]ઝાડખાં દેખાડો મારા વીરડા!
એણી ઝાડખડે હીંચતાં!

[3]અતર રે દખણની [4]વાવળ રે આવી
વાવળે રોળાઈ ગ્યાં ઝાડખાં!

પિયરની વાટડી દેખાડો મારા વીરડા!
એણી વાટડીએ હીંડતાં
એણી વાટડીએ બેસતાં!

---

૧ ડાભનું ઘાસ ૨. ઝાડવાં ૩. ઉત્તર દક્ષિણની. ૪. વાવાઝોડું.

આતર ઉનાળુના મેહૂલા રે આવ્યા,
મેહૂલે રોળાઈ ગી' વાટડી !
પાણીડે રોળાઈ ગી' વાટડી !

*મરૂં તો સરજું ઊડણ ચરકલી,
જઈ બેસું રે વીરાને ઓશરીએ !
જઈ બેસું રે વીરાને ટોડલે !

મરૂં તો સરજું કૂવાનો પથરો,
માથે પીવે રે વીરડો પાણીઆં !

[ હે વીરા ! તમે મને ઉનાળે તેડવા મોકલો. હું ઉનાળામાં આવીને તમારૂં સૂતર કાંતી દઈશ. (ખેડુ લોકોને ઉનાળે ખેતરનું કામ ઓછું હોવાથી લાંબા દિવસોમાં લૂગડાં માટે સ્ત્રીઓ સૂતર કાંતી કાઢે છે.) ]

હે મારી બહેન ! એ તો મારા ઘરની સ્ત્રી કાંતી લેશે. તું તારે સાસરે જ રહેજે ! આંહી તારી જરૂર નથી.

હે ભાઈ ! મને શીઆળામાં તમારે ઘેર તેડાવી લો ! હું તમારાં ગોદડાં, લૂગડાં આદિ સાંધી દઈશ. [ ઠંડી હોવાથી એની જરૂર પડે. ]

હે બેન ! એ તો મારા ઘરની સ્ત્રી સાંધશે. તું તારે ત્યાં જ રહેજે !

હે ભાઈ ! વરસાદની ઋતુમાં મને તેડવા મોકલ. હું તારા ખેતરના વાવેતરમાંથી ઘાસ નીંદી કાઢીશ.

---

* સરખાવો ગુર્જર ગીતની પંક્તિઓ :

જો રે સરજી હોત ચરકલડી
મારા વીરને બારીએ બેસી જાત જો !

જો રે સરજી હોત વાછડી,
મારા વીરને ખાંપે ચરતી જાત જો !

[ રઢીયાળી રાત ભા. ૩ : ગીત ૧૯ : પૃષ્ઠ ૩૮ : મહેમાન ]

હે બહેન ! એ તો મારા ધરની [illegible] ફરચે. હું ત્યારે સાસરે જ રહેજે.

હે વીરા ! મને પિયરનાં ઝાડ તો જોવા દો ! હું નાની હતી ત્યારે એ પાદરને ઝાડે હીંચકા ખાતી. એથી એ મને બહુ સાંભરે છે.

હે બહેન ! ઉત્તર દક્ષિણનાં વાવાઝોડાં આવ્યાં તેને લીધે આપણા ગામનાં પાદરનાં બધાં ઝાડ ઉખડી ગયાં છે.

હે ભાઇ ! મને પિયરના કેડા (રસ્તા) તો દેખાડો ! મને એ રસ્તા બહુ સાંભરે છે. કેમકે એ રસ્તે અમે સીમમાં જતાં, હાલતાં ચાલતાં અને બેસી વિસામો લેતાં.

હે બહેન ! ઉત્તર દક્ષિણનો વરસાદ જોરથી વરસ્યો એને લીધે રસ્તા બધા ખોદાઇ ગયા છે.

પિયર જવાનો એક પણ ઇલાજ ન રહેવાથી, ભાઇનું કપટ ન સમજનાર ભોળી બહેન ઝંખતી રહી કે

જો હું ઝટ મરી જાઉં અને ચકલીનો અવતાર પામું, તો ઉડીને ભાઇના ઘરને ટોડલે જઇ બેસું ! અરે, છેક ભાઇ સૂતો હોય ત્યાં એને ઓશીસે જઇ બેસુ !

હું મરીને કૂવાનો પત્થર બની શકું, તો ય સારૂં, કે જેથી ભાઇ આવીને મારા ઉપર પોતાનાં ધોતીઆં ધોવે. ]

## માડીજાઇને આણું

લીલી પીળી મેહુલા ! વાદળી
વાદળી કીચો [1]વણાવ.

ગાજજે [2]ઝબવજે મેહુલા મેઠડે
વરસજે બાવાજીરે દેશ.

---

૧. (બનાવ) [illegible] ૨. [illegible]

ભરિયાં નાડા ને મેહૂડા ! નાડકી
ભરિયાં સીમ તળાવ.

નાંભેર વધાવો નાડાં નાડકી
મોતીડે વધાવો તળાવ.

બારે બળદે વીરડો હળ ખેડે
ભાભજડી એકલડી ભથવાર.

ભાતે ભરી ભાભજ એમ બોલી
થારી [1]જમણુભાઈને આણું મેલ્ય !

આજે પોવાડું ગોરી ! પોતીયાં,
કાલ જમણુભાઈને દેશ.

વીરો આયો બાઈને સીમાડવે
દૂધે વૂઠા મેહ.

વીરો આઈયો બાઈની [2]વાગમેં
વાગે કીયા વણાવ.

વીરો આઈયો બાઈને સરવરીએ
લાજ કરે પણીયાર.

તું કેમ કરે બેન લાજડી
વચલી વડલાની બેન !

---

૧. મા-જાઈ પંજાબી શબ્દ 'અમ્મા-જાઈ' ૨. બાગ (બ્હેન)

વીરડો આવ્યો બાઈને ચોવટે
વખાણું કરે વારણું લાટ.

વીરડો આવ્યો બાઈની ખડકીએ
રડતી ભૂરી ઝોટ.

તું કેમ રડકે બેન ઝોટડી!
તું મારા બાવાજીની ઝોટ.

ક્યાં તે બાંધું બેની ઘોડલાં
ક્યાં મેલું હથીઆર?

ઘોડાં રે બાંધો વીરા ઘોડહારે
ખૂંટીએ મેલો રે હથીઆર.

વીરા આવ્યા બેનને આંગણે
કેઈ વેવાણુને જુવાર.

વીરા આવ્યો બેનને આંગણે
વડી વેવાણુને જુવાર!

મેલો વેવાણુ મારી બેનને!
મારે લગનભાઈ એકાએક.

શું શું લાવ્યું રે વેવાઈડા!
જઈ તારા વેવાઈને પૂછ!

* * *

મેલો બનેવી મારી બેનને
મારે લગનભાઈ એકાએક.

મેલો બનેવી મારી બેનને
પેલી ¹સરામણુની ત્રીજ.

નહિ મેલું સાળા! થારી બેનને
મારે બાર હળીયાંની ભથવાર.

બારે ¹બવટાવા મારે બાજરો
તેર બવટાવા જુવાર.

²નીલી વઢાવું બેનવી! બાજરી
સૂકી વઢાવું જુવાર.

³નીલી તે ભંગાવું કાંબડી
મેલાવું પીયરશે હેત!

હે મેહૂલા! તારી લીલી પીળી વાદળીઓની જમાવટ થઈ ગઈ છે.

હે મેહૂલા! તું મેડતા પ્રાંતમાં જઈને ગાજવીજ કરજે. મારા બાપુને દેશ વરસજે.

હે મેહૂલા! તેં નાળાં ને નદીઓ ભરી દીધાં. મોટાં તળાવ ભરી દીધાં.

ચાલો આપણે નાળાં નદીઓને નાળીએરે વધાવીએ અને તળાવને મોતીડે વધાવીએ. બાર બળદો જોડીને વીરો હળ ખેડે છે અને એ બધાનું ભાથું (ભાત) ભાભીને એકલીને રાંધવું પડે છે.

ભાત જતી ભાભી એમ બોલી કે હે સ્વામી! તારી માની જણી (બ્હેન)ને તેડવા મોકલ. ( મારાથી એકલાં કામ ઉપડતું નથી. )

હે ગોરી! હું આજે મારાં લુગડાં ધોવરાવી લઈને કાલે બ્હેનને તેડવા જઈશ.

ભાઈ જ્યાં બ્હેનના ગામને સીમાડે આવ્યો ત્યાં દૂધના મેહ વરસ્યા.

---

૧. વીધા.

ભાઇ જ્યાં બ્હેનની બાગ (વાડી)માં આવ્યો ત્યાં બાગ ખીલી ઉઠી.

ભાઇ જ્યાં બ્હેનના ગામને સરોવરે આવ્યો ત્યાં પનીઆરી સ્ત્રીઓએ ઘૂમટો તાણી લીધા.

હે વચલી પનીઆરી ! તું શીદને મારી લાજ કાઢે છે ? તું તો મારી સૌભાગ્યવતી બ્હેન છે.

વીરો બ્હેનની સાથે સાથે ગામને ચૌટે આવ્યો ત્યાં ચારણ-ભાટ એનાં રૂપનાં વખાણ કરવા લાગ્યા.

વીરો બ્હેનની ડેલીએ આવ્યા ત્યાં ભૂરી ભેંસ (અજાણ્યા માનવીને ભાળી) રણકી.

હે બ્હેન ભેંસ ! તું મને દેખીને કાં રણકી ? તું તો મારા બાપુની ભેંસ છે. (બ્હેનને પહેરામણીમાં આપેલી.)

વીરાએ બ્હેનને આંગણે આવીને વેવાણને નમસ્કાર કરી કહ્યું કે "હે વેવાણ ! મારી બ્હેનને પીયર મોકલો. મારે સાત ખોટની એક જ મા-જણી બ્હેન છે."

હે વેવાઇ ! હું એમાં ન જાણું. તારા વેવાઇને પૂછ.

\+ \+ \+

હે બનેવી ! મારી બ્હેનને મોકલો. મારે એક જ બ્હેન છે.

હે બનેવી ! આ શ્રાવણ મહિનાની ત્રીજે મારી બ્હેનને મોકલો.

હે સાળા ! તારી બ્હેનને હું નહિ મોકલું. કેમકે મારે અત્યારે બાર સાંતી ચાલે છે, તેને માટે રાંધણું કરવાનું હોય છે.

મારે બાર વીઘાનો બાજરો વાવેલ છે, અને તેર વીઘામાં જુવાર વાવી છે.

હે બનેવી ! હું મારે ખર્ચે તારી લીલી બાજરી વઢાવી દઉં, ને તારી સૂકી જુવાર વઢાવી દઉં. પણ તું મારી બ્હેનને મોકલ.

ક્રૂર બનેવી કહે છે કે હું એક લીલી સોટી વાઢીને તારી બ્હેનને માર મારીશ. પીયરનું હેવ જ ભૂલાવી દઇશ !

# બેનડી રૂવે પરદેશ

[ આ પણ ઉપલા ગીતને મળતું છે: તલ તલ જેટલી વાદળીઓ મગ મગ જેટલાં નાનાં મંડાણ કરે છે. પછી મોટે સ્વરૂપે વરસીને તળાવો ભરે છે. સરોવરની પાળે ભાઇ ધોતીઆં ધોવે છે ત્યાં એને વટેમાર્ગુ સાથે બ્હેનનો સંદેશો મળે છે. ભાઈ બ્હેનને તેડવા જાય છે, પણ સાસુ નથી છોડતી. ભાઇ ઘેરે જઇને માને કહે છે કે સાત દીકરા જન્મજો, પણ એક દીકરી ન જન્મજો! સાત ભાઈની એકની એક ખોટ-ની બ્હેનને પણ આટલી પરાધીન બની પરદેશમાં રહેવું પડે છે! ]

§

તલાં તલાં જેવડી વાદળી રે
મગાં જેવડાં મંડાણ.

વરસી વરસી રે વાદળી ને
ભરીઆં ભીએરાં તળાવ.

ઉંચાં ધોવે રે વીરડો ધોતીઆં ને
નેચી સરોવર પાળ.

આવ્યે ધોવે રે વીરડા ધોતીયાં ને
તારી બેનીને દેશ.

ત્યાંથી ને વીરડે ઘોડાં ખેડીયાં ને
આવ્યો બેનીને દેશ.

સૂતાં હોય તો રે બેની જાગજો ને
આયા પરદેશી વીર.

ક્યાં રે બાંધું રે બેનડી ઘોડલાં ને
ક્યાં રે વળગાડું હથીઆર ?

ઘોડાં બાંધો રે વીરડા ઘોડારમાં ને
ખુંટીએ વળગાડો હથીઆર.

હાળો હાળો રે બેની ઢાલીઆ ને
[1]હ્યો ને માતાજીના શોખ !

મેલો મેલો રે વેવાણ મારી બેનડી ને
[2]સવારી સરામણ ત્રીજ.

નહિ રે મેલું વેવાઇ તારી બેનડી ને
[3]બારે હાળીયાની ભથવાર.

કાઠો વાળો રે વેવાણ કછડો રે
ધમકે ઉપાડો બાર.

* * *

[4]ડુંગર વચ્ચે રે વીરા વરૂખડી ને
તેનાં [5]ત્રીખેરાં પાંદ;

એક ચુંટયે રે વીરડા પાંદડું ને
દેજે માતાજીને શોખ !

બીજું ચુંટયે રે વીરા પાંદડું ને
દેજે સાથેણ્યોને શોખ !

---

૧. માતાના સમાચાર સાંભળો
૨. સારા વારની આવણી ત્રીજને દિવસે
૩. ત્યારે બાર બાર સાથીનાં ભાત તૈયાર કરવાં પડે
૪. ડુંગર વચ્ચે વૃક્ષ :
૫. ત્રણ અણીવાળાં

ત્રીજું ચુંટયે રે વીરડા પાંદડું ને
દેજે ભોજાયાંને શોધ.

ત્યાંથી તે વીરડે ઘોડલાં ખેડીયાં ને
આયા પોતાને દેશ.

ઢ.ગો ઢાળો રે માતા ઢોલીઆ ને
લ્યોને બેનીના શોધ !

એક મત જલમો માતા ! બેનડી ને
બેનડી રૂવે પરદેશ !

સાતે જલમ્યે રે માતા બેટડા ને
બારે બવટાવા ખેડ.

સાતે ભાઈયાંની એક બેનડી ને
બેનડી રૂવે પરદેશ !

## સરામણ આયો રે

આ તો [1]સરામણ આયો રે મારા સોજતીઆ સરદાર !
ભમરજી ! સરામણ આયો રે.

આ તો [2]થે કેમ જાણ્યો રે મારી સદા રે સુવાગણ નાર !
ગોરાંદે ! થે કેમ જાણ્યો રે !

---

1. શ્રાવણ 2. તેં

આ તો [1]અંદર ધડૂકે હો મારા સોજતીઆ સરદાર!
ભમરજી! અંદર ધડૂકે હો!

[2]મને પિયર મેલો રે મારા [3]પાલીરા પરધાન!
ભમરજી પિયર મેલો રે!

મેં તો સાથે જી હાલાં રે મારી સદા રે સુવાગણ નાર!
ગોરાંદે! સાથે જી આવાં રે.

મેં તો લાજે જી મરાં રે મારા સોજતીઆ સરદાર
ભમરજી! લાજે જી મરાં રે.

મેં તો ઘુંઘટો જી કાઢો રે, મારી સદા સુવાગણ નાર!
ગોરાંદે! ઘુંઘટો જી કાઢો રે.

મેં તો ગરમે જી મરાં રે મારા સોજતીઆ સરદાર!
ભમરજી! ગરમે જી મરાં રે.

મેં તો ઝીણો ઝોલો ઓઢો રે મારી સદા રે સુવાગણ નાર!
ગોરાંદે મોરી! ઝીણો ઝોલો ઓઢો રે.

[હે મારા પતિ! આ શ્રાવણ આવ્યો. હે મારી સુહાગણ સ્ત્રી! તેં શી રીતે જાણ્યું?

હે મારા પતિ! આ ઇંદ્ર ગાજે છે તે પરથી જાણ્યું.

હે પતિ! મને પીયર મોકલો!

હે મારી ગોરી! હું પણ સાથે આવું.

હે પતિ! તો તો હું લાજી મરૂં.

હે ગોરી! તો તમે ઘુંઘટ કાઢજો!

હે પતિ! તો મને બફારો થાય.

હે ગોરી! તો તમે બારીક ઓઢણું ઓઢજો! [ચાહે તેમ થાઓ, પણ હું તમારાથી જૂદો નહિ પડું.]

---

૧. ઇંદ્ર : વરસાદ ૨. મને ૩. પાલી નામના નગરના પ્રધાન.

## પરદેશી પતિને

આ તો કાળુડી રે કાંઠાળ ઉપડી,
આ તો મોટી રે છાંટારો મે રે સરદારાં!
મે રે ઉમરાવાં!

અંદર ધડૂકે મે આવિયો
વીજળીએ વરસાળો માંડિયો.

આ તો ભરિયાં રે નાડાં નાડકી,
આ તો ભરિયાં રે બીમ તળાવ સરદારાં!
તળાવ ઉમરાવાં—અંદર૦

આ તો રાણી ભટીયાણી કાગળ મોકલે
યે તો ઘરે આવો નણુદીના વીર સરદારાં!
વીર ઉમરાવા!--અંદર૦

થારાં ૧હાળીયાં માંગે રે ૨હાળીપો,
થારાં લોક જી માંગે ખેત સરદારાં!
ખેત ઉમરાવા- અંદર૦

મારા હાળીયાંને દેજો હાળીપો,
મારાં લોકને ઝાઝાં ખેત સરદારા!
ખેત ઉમરાવાં—અંદર૦

થારા ઘોડલાં રે ભીને ઘોડારમેં,
થારા હાથી રે ભીને હાથીઆળ સરદારાં!
હાથીઆળ ઉમરાવાં—અંદર૦

૧. હળ હાંકનાર સાથીઓ. ૨. મહેનતાણું.

થારાં રાણીજી બીને ગોખમેં,
થારા કુંવર બીને પાળણે સરદારાં!
પાળણે ઉમરાવાં–અંદર૦

મોરાં ઘોડલાંને રે બાંધો ઘોડહારે,
મોરાં હાથીયાંને નાખો ઝૂલ સરદારાં!
ઝૂલ ઉમરાવાં! –અંદર૦

આરી રાણીયાંને બેસાડો ગોખમેં,
આરા કુંવરને નાખો પાળણે સરદારાં!
પાળણે ઉમરાવાં!

અંદર ધડૂકે મે આવિયો
વીજળીએ વરસાળો માંડિયે

# મેહ–ઉજળીની બારમાસી

[ મેહ જેઠવો ઘૂમલી નગરનો રાજકુમાર હતો અને ઉજળી પાચાળના ઠાંગા ડુંગરાની નિવાસી ચારણ-કન્યા હતી. ઉજળીના પિતાના નેસ એક ચોમાસે બરડા ડુંગર પર પડ્યા હતા. તે વખતે અંજળવાળાની માફક મેહ જેઠવો પણ અતિવૃષ્ટિમાં પલળીને ચેતન વિનાનો ઉજળીને નેસડે નખાયો હતો. ત્યાં એની શરદી ઉડાડવાના બીજા ઉપાયો નિષ્ફળ જવાથી કુમારિકા ઉજળીએ મેહના દેહને ગોદમાં સુવાડી ગરમી આપી હતી. પછી બન્ને વચ્ચે પ્રીતિ બંધાઈ. પણ છેવટે મેહ જેઠવાને એનાં માબાપે ચારણની દીકરી સાથે પરણવાની ના પાડી. મેહ જેઠવાએ ઉજળીનું જીવતર ધૂળ મેળવ્યું. ઉજળી આજીજીને સ્વરે આવા દોહ્રાઓ ગાતી રહી. આ બારમાસીમાં મેહ જેઠવાને ઉજળીએ મે (વરસાદ)નું રૂપક આપ્યું છે. ]



[1]કારતક મહિના માંય, સૌને સિયાળો સાંભરે,
ટાઢડીયું તન માંય, ઓઢણુ દે આભપરા-ધણી !

[ કાર્તિક મહિનામાં સહુને શિયાળો સાંભરે છે. તનમાં ટાઢ વાય છે. માટે હે આભપરાના સ્વામી મેહ જેઠવા ! તું મને તારૂં (સ્નેહરૂપી) ઓઢણ આપ ! ]

---

૧. પાઠાન્તર

કારતક મહિને કણ, સહુને શિયાળો સાંભરે,
(કેને) માણું કેને મણ આપે આભપરા-ધણી !

માગશરમાં માનવ તણા સહુના એક જ શ્વાસ
(ધ) વાતુંનો વિશવાસ જાણ્યું કરશે જેઠવો !

[ માગશર માસમાં તો સહુ માનવીના એકશ્વાસ થઇ જાય છે. (પ્રિયજનો જૂદાં રહી શકતાં નથી.) મેં તો માનેલું કે એ વાતનો વિશ્વાસ કરીને મેહ જેઠવો પણ મારી પાસે આવશે. ]

પોષ મહિનાની પ્રીત, જાણ્યું કરશે જેઠવો;
રાણા ! રાખો રીત, ઓલ દઇ બરડા–ધણી !

[ મેં તો જાણેલું કે છેવટે પોષ મહિનામાં તો જેઠવા-પુત્ર પ્રીતિ કરશે. હે બરડા-ડુંગરના રાજા ! કોલ દીધા પછી હવે તો સજ્જન બનો ! ]

માહ મહિના માંય ઢોલ ત્રંબાળુ ધ્રૂશકે;
લગન ચોખાં લૈ આવ ! વધાવું વેણુંના ધણી !

[ માહ મહિનામાં વિવાહની ઋતુ હોવાથી ઢોલનગારાં વાગે છે. માટે હે વેણુ ડુંગરના ધણી મેહ ! તું યે જો શુભ તિથિની લગ્ન-કંકોત્રી મોકલ તો હું વધાવી લઉં. ]

ફાગણ મહિને ફુલ, કેશૂડાં કોળ્યાં ઘણાં;
(એનાં) મોંઘા કરજો મૂલ, આવીને આભપરા–ધણી !

[ ફાગણ મહિને કેશૂડાં વગેરેનાં ઘણાં ફુલો ખીલ્યાં છે. પરંતુ હે આભપરાના રાજા ! તમે આવીને એ ફુલોનાં મૂલ મોંઘાં કરો. (અત્યારે તો એ મારે મન નકામાં છે.)

[1]ચૈતરમાં ચત માંય, કોળામણ વળે કારમી
(એની) ઉલટ ઘણી અંગ માંય, આવો આભપરા–ધણી !

---

૧. પાઠાન્તર

ચૈતર માસે શેહ ડોલરિયા ! દઇએ નહિ,
ખાંતે ખબરૂં લે ! વિજોગણુની વેણુ-ધણી !

[ હે ડોલર-પુષ્પ સમા પ્રીતમ ! ચૈત્ર મહિને આવો દગો ન દઇએ. હવે તો હોંશેથી આ વિયોગિનીની સાર લેવા આવ ! ]

[ ચૈત્ર માસમાં બહારની વનસ્પતિની માફક મારા ચિત્તની અંદર પણ નવી ઉર્મિઓની વસમી કુંપળો ફુટે છે. એ ઋતુનો ઉલ્લાસ મારા અંગમાં ઉભરાય છે. માટે હે આબપરાના ધણી ! તમે આવો.]

[1]વૈશાખે વનમાંય આંબે સાખું ઉતરે,
તમ વ્હોણી કરમાય વિજોગે વેણુના ધણી !

જેઠ વસમો જાય, ઘર સૂકી ધોરી તણી;
પૂછલ પોરા ખાય જીવન વિનાનાં જેઠવા !

[ જેઠ મહિનો એટલો વસમો જાય છે કે બળદનાં કાંધ સૂકાઇ ગયાં. નિશ્ચેતન થઇ ગયેલાં, જીવન વિનાનાં એ પશુઓ વિસામા ખાતાં ખાતાં હળ ખેંચે છે.]

અષાઢ કોરાડો ઉતર્યો, મૈયલ પતળ્યો મે,
દલને ટાઢક દે ! જીવ નાંભે રે' જેઠવા !

[ અષાઢ પણ કોરો જ પૂરો થયો. મે ( વરસાદ અથવા મેહ જેઠવો) તો ઠગારો નીવડ્યો. હે જેઠવા ! થોડોક વરસીને પણ મારા દિલને ઠંડક દે, તો જીવ નાભિની અંદર ટકી રહે.]

શ્રાવણ મહિનો સાબદો જેમ તેમ કાઢયો જે,
તમ વણ મરશું મે ! ભેળાં રાખો ભાણના !

[ શ્રાવણ મહિનો પણ વૃષ્ટિ વિના માંડ માંડ કાઢયો. હવે તો તમારા વિના અમે મરી જશું. હે ભાણ જેઠવાના પુત્ર ! મને તમારી સાથે રાખો ! ]

---

૧. પાઠાન્તર

વૈશાખ મહિના માંય આંબા રાજ્યું ઉતરે,
સાખું સૈ સરદાર, વેડો વીણોઈના ધણી !

હાથી પૂછલ્યો હોય (એને) કેમ કરી ઉઠાડીએ!
જેઠવા વિચારી જોય! ભાદરવો જાય ભાણુના!

[ આ તો ભાદરવો પણ કોરો જાય છે. હે જેઠવા! બીજાં નાનાં પશુ પૂછલ્યાં (ચેતનહીન) હોય તેને તો હરકોઇ ઉપાયે ઉઠાડીએ, પણ હાથી જેવું મોટું પશુ પણ જ્યારે આવી અનાવૃષ્ટિને પરિણામે ડૂકી જાય છે, ત્યારે એને કેમ કરીને બેઠો કરવો? ધ્વનિ એ છે કે પૂછલેલ હાથી જેવી લાચાર ગતિ મારા પ્રેમની બની ગઇ છે. ]

આસો મહિનાની અમે રાણા! લાલચ રાખીએ,
ત્રોડિયું સર્યું તમે, જીવ્યું નો જાય જેઠવા!

[ હે મેહ! હજુ આસો માસમાં પણ અમે તારી આશા રાખેલી છે. પણ તમે એ સરવાણીઓ ( સ્નેહ-જળની ) તોડી નાખી. હવે મારાથી જીવાશે નહિ.] *

* મેહ-ઉજળીની કથામાં પછી તો ઉજળીએ મેહ જેઠવાને મેહ (વરસાદ)નું જ રૂપક આપી, મેઘને લાગુ પડનારા અનેક વેધક દોહાઓ સંબોધેલ છે. પરંતુ એ આખું દોહાગુચ્છ 'ગોપજનોની ગીતકથાઓ' નામના છપાતા પુસ્તકની અંદર આવવાનું હોવાથી આંહી ઉતાર્યું નથી.

વર્ષા સૌરાષ્ટ્રવાસીઓને એટલી બધી વ્હાલી છે કે જેમ વિયોગિની ઉજળી પોતાના પ્રિયતમને મેહ-સ્વરૂપે આલેખે છે, તેમ સ્વ. કલાપીએ પણ પોતાના સુહૃદ-હડાળા દરબાર વાજસૂરવાળાને ઘણા દિવસની જુદાઈ પછી એ જ પ્રકારના દોહા સંબોધેલ છે :

મેની જોતાં વાટ ઉનાળો ઉડી ગયો,
પણ ના લીલી ભાત દેખું તારી વાજસૂર!

બીજાને મે આજ સચરાચર જામી પડયો,
પણ ચાતકની જાત તરસી મેઘલ વાજસૂર!

દેખાડીશ દુકાળ (તો) ઘેંસું પીને જીવશું,
જાશું તારી માળ તોયે આપા વાજસૂર!

વગેરે વગેરે.

# ઓઢા-હોથલના દોહા

[ કનડા ડુંગર પર વર્ષાઋતુને આરંભે ઓઢાને પોતાનું વ્હાલું વતન કચ્છ સાંભર્યું હતું. એ આખી કથા 'રસધાર : ધારા ચોથી'માં આપી છે, તેમાંથી અત્રે ફક્ત વર્ષાની અસર પૂરતા દોહા મૂક્યા છે. ]

ઉત્તર શેડ્યું કઢ્ઢિયું, ડુંગર ડમ્મરિયા,
હૈડો તલફે મચ્છ જીં, (મુંજાં) સજણ સંભરિયાં.

[ ઉત્તર દિશામાં મેઘે પોતાની કાળી રેખાઓ કાઢી. ડુંગરાની ઉપર (વાદળીઓનાં) ડમ્મર જામી પડ્યો. એ નિહાળીને ઓઢાનું હૈયું પાણી બહારના માછલાની માફક તરફડવા લાગ્યું. કેમકે એને પોતાનાં સ્વજનો (વતનનાં મનુષ્યો) સાંભરી આવ્યાં. ]

મત લવ્ય, મત લવ્ય મોરલા, લવતો આઘો જા !
એક તો ઓઢો અણોહરો, મથ્થે તોંજી ધા.

[ હોથલ કહે છે : હે મોરલા ! તું લવરી કર મા. તું દૂર જઈને ટૌકા કર. કેમકે એક તો મારો સ્વામી ઓઢો ઉદાસ છે જ, ને તેમાં તારી ધા (વાણી) થયાં એ વિશેષ ગમગીન બને છે. કેમકે એને સ્વજનો યાદ આવે છે. ]

મારીશ તોંકે મોર ! સીંગણજાં ચડાવે,
અયેં ચિતજા ચોર ! ઓઢકે ઉદાસી કિયો.

[ હે મોર ! હું તને કામઠી પર તીર ચડાવીને મારીશ. ઓ માનવીના ચિત્તડાના ચોર ! તેં મારા ઓઢાને આજે ઉદાસ કરી મૂક્યો. ]

અસીં ગિરિવરજા મોરલા, કાંકર પટ ચરાં,
રત આવ્યે ન બોલાં, (ત) હૈડે ફાટ મરાં.

[ મોર કહે છે : હે હોથલ ! હું તો ડુંગરામાં રહેનાર ગરીબ મોરલો છું. હું તો ધરતીના પટ પરથી કાંકરા ચણીચણીને પેટ ભરું છું. પરંતુ હું જો મારી વ્હાલી ઋતુ આવ્યે પણ અંતર ખુલ્લું મેલીને ન બોલું, તો તો મારું હૈયું ફાટી જ જાય ને હું મરી જ જાઉં ! ]

કળાયલકે ન મારીજેં, જેંજાં રતાં નેણ,
તડ વિઠા ટૌકા કરે, નિત સંભારે સેણ.

[ ઓઢો કહે છે : હે હોથલ ! જેનાં રાતાં ચોળ નયનો છે, જે ભેખડો પર બેઠા બેઠા ટૌકા કરે છે, અને જે નિત્ય નિત્ય પોતાની પ્રિયાને (સ્વજનને) સંભાર્યા કરે છે, એવા કળાયલ(મોરલા)ને ન મરાય. ]

રેલમછેલા ડુંગરા, ચાવો લગે ચકોર;
વિસાર્યા સંભારી ડિયે, સે ન મારીજેં મોર !

[ ડુંગરા પાણી થકી રેલમછેલ થઇ ગયા છે. ચકોર પંખીને ચાહના લાગે છે. એવી ઋતુમાં આપણને વિસરાઇ ગએલાં સ્વજનોનું, સ્વદેશ-બાંધવોનું સ્મરણ દેનાર એવા મોરલાને ન મરાય. ]

છીપર ભીંજાણી છક હુવો, ત્રંબક હુઇ ળ્યાં નેણ,
અમસેં ઉત્તમ ગોરચાં પડી તોજેં ચિત સેણ !

[ મેઘ-દર્શને વતન સાંભરવાથી ઓઢો એટલું બધું રડી પડ્યો, કે પોતે જ્યાં બેઠેલો તે શિલા આંસુડે ભીંજાઈ ગઈ. નયનો લાલ ત્રાંબા-વરણાં બની ગયાં. ત્યારે હોથલે પૂછ્યું "હે પ્યારા સ્વજન (સેણ) ! શું તારા અંતરમાં મારા કરતાં કોઇ વધુ ઉંચી ગોરી યાદ આવી છે ?

## પ્રાસ્તાવિક દોહા

ખડ ખૂટયાં ગોરલ વસુકયાં, વાલાં ગીયાં વદેશ,
અવસર ચૂકયા મેહુલા ! વરસ્યે કાંઉ કરેશ ?

[ મોડા મોડા આવેલા વરસાદને નેસડાની વિજોગણ ચારણી કહે છે : હે અવસર ચુકેલા મેહુલા ! હવે નિરર્થક શું વરસી રહ્યો છે ? ઘાસચારા ખૂટી ગયા, મારી ગાયો વસુકી ગઈ, ને મારાં વ્હાલાં પ્રિયજન (મારો પતિ ) પશુઓને લઇને ક્યારનો યે વિદેશે ચાલ્યો ગયો.]

શિયાળે ટાઢચું સોપટે, હાલે હેમાળા,
વસતા ઘર વસિયો નહિ કે દિ' કુચાળા !

[ શિયાળામાં ઠંડી સૂસવે છે. હિમવાળા વાયરા ફુંકે છે; છતાં હે કુંચાળા ! હે સ્વામી ! તું તો એ ઋતુમાં ય ઘેર ન વરંયો. ]

ઉનાળે અગનિ ઝરે, કરવા પંથ ઝાળા,
વસતા ઘર વસિયો નહિ, કે દિ' કુંચાળા !

[ ઉનાળામાં અગ્નિ ઝરે છે. પ્રવાસ કરવાનું વિષમ થઇ પડે છે. એવી ઋતુમાં યે હે સ્વામી ! તું ઘેર ન રોકાયો. ]

ચોમાસે ઠોંડી ચુવે, પાણી પરનાળાં,
વસતા ઘર વસિયો નહિ, કે દિ' કુંચાળા !

[ ચોમાસામાં પાઘડી ચુવે (ટપકે) છે. પાણીની પ્રણાલીઓ ચાલે છે. છતાં હે સ્વામી ! તું ઘેર ન રોકાયો. ]

ભોં ભીની, ઘોડા ભલા, ડાબા ઉપડિયા,
(કાં) મરઘાનેણી માણવા, (કાં) ખગ વાવા ખડિયા.

[ એક સખી પૂછે છે : આવી ચોમાસાની ભીની થઈ ગએલી ભૂમિ છે. આવા સુંદર ઘોડા છે. એના ડાબલા આવી છટાથી ઉપડે છે. આવી ઋતુમા અસવાર ક્યા જતો હશે ? બીજી સખી જવાબ આપે છે : "કાં તો પોતાની મૃગનયની પ્રિયતમાનો સમાગમ કરવા, અથવા રણક્ષેત્રમાં ખડ્ગ ચલાવવા. ત્રીજે કોઇ સામાન્ય કામે આવી ઋતુમાં એ બહાર ન નીકળે.]

આભાં ગડે વીજાં ઝબે, પવન ઉડાડે ખેહ,
જગ બાધું જીવાડવા મેહપત આયો મેહ.

[ આકાશ ગડગડાટ કરે છે. વીજળી ઝબુકે છે. પવન ધૂળ ઉરાડે છે. જગત બધાને જીવાડવા માટે મહીપતિ મેઘ આવ્યા છે. ]

આભાં ગડે વીજાં ઝબે, મોરાં ધરે મલાર,
ધરા-અંબરને ધરપવા, આયો મેહ ઉદાર.

[ આકાશ ગાજે છે. વીજળી ઝબુકે છે. મોરલા મલાર રાગ ગાય છે. ધરતી અને આકાશને તૃપ્ત કરવા ઉદાર મેઘ આવ્યો છે. ]

નદીયું નિસાસા મોકલે, નહિ મથાળ મે,
વરસને કાળા મે! ગીર હાલી ગામાતરે.

[નદીઓ નિઃશ્વાસ નાખે છે. કેમકે ઉપરવાસના પ્રદેશમાં વરસાદ નથી. સંદેશો કહાવે છે કે હે કાળા મેહ, હવે તો વરસ! આ આખી ગીરનાં પશુધારીઓ ઘાસને અભાવે પશુ હાંકીને દેશાવર જવા હાલી નીકળે છે.]

રાત અંધારી મેહ ઝડ, શેરી સાંકડિયાં,
હાથવછુટી સાયબા! ખવજો વીજળિયાં.

[રાત્રિ અંધારી છે. મેહની ઝડીઓ વરસે છે. ને આ શેરી સાંકડી છે. અને હે પતિ! તમારા હાથમાંથી હું છુટી પડી ગઇ છું, તો મને વીજળીને ઝબકારે ઝબકારે ગોતી કાઢજો!]

વીજળી! તું વેરણ થઇ, મેહુલા! તું થ ન લાજ,
મારો ઠાકર ઘર નહિ, મધરો મધરો ગાજ!

[હે વીજળી! તું મારી વૈરિણી બની છે. મેહુલા! તને પણ શરમ નથી. તું આજે ધીરે ધીરે ગાજ. કેમકે મારો પતિ ઘેર નથી. તારી ગર્જના થકી મારી વિપ્રલંભ-વેદના વધે છે.]

સોણો લધો સૂમરા! સે [1]ખધેમેં ખાસો,
મીં વઠા મલીરમેં (બેલી!) તડ તડ તમાસો;
જ્યાં ફેર્યાં પાસો (ત) [2]જુસો જંજીરનમેં.

[મુમલ નામની એક કચ્છી રબારીની પુત્રીને સિંધના કો' માલધારી સુમરાની સાથે પ્રીતિ બંધાએલી હતી. દેશમાં દુષ્કાળ પડવાથી સુમરો ઢોર લઇને માળવા તરફ ઉતરી ગયો હતો. એ વિજોગવેળાની એક રાત્રિયે ઝબકીને મુમલ કહે છે કે "હે સુમરા! કામળો ઓઢીને હું સૂતી હતી તેમાં મને સુંદર સ્વપ્નું લાધ્યું, કે જાણે મારા મલીર (ઓઢણું) પર મેહ વરસે છે, ને ભેખડે ભેખડે લીલવરણું સૌંદર્ય છવાઇ ગયું છે, (એટલે કે જાણે હવે મારો સુમરો ઘેરે આવતો હશે). પણ જ્યાં પાસું ફેરવ્યું, ત્યાં તો (જાગી ગઇ અને) શરીર સંસારની જંજીરોમાં ઝકડાએલું જોયું.

---

૧. કામળામાં. ૨. શરીર.

આષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘમઘોર,
તેજી બાંધ્યા તરુવરે, મધુરા બોલે મોર.
મધુરા બોલે મોર તે મીઠા,
ઘણુમૂલાં સાજણ સપનામાં દીઠાં.
કે' *તમાચી સૂમરો, રીસાણી ઢેલને મનાવે મોર
આષાઢ વરસે એલીએ ગાજવીજ ઘમઘોર.

[ આષાઢ માસ સતત અણુથંભ્યો વરસે છે. ગાજવીજ થાય છે. ઘનઘોર છવાયું છે. મોરલા ધીરા ધીરા બોલે છે. અને એવી રાત્રિયે મેં મહામૂલાં પ્રિયજનને સ્વપ્નમાં દીઠા. તમાચી સૂમરો નામે કવિ કહે છે કે મોરલો પોતાની રીસાએલી ઢેલને મનાવે છે. આષાઢ વણુથંભ્યો વરસે છે. ]

મોર મારે મદઇ થીયો, વહુરાં કાઢે વેણ.
જેની ગહકે ગરવો ગાજે, સૂતાં જગાડે સેણ;
સૂતાં જગાડે સેણ તે મોરલો ઉડી ગયો,
વાલાં સાજણનો સંદેશો અધવચ રીયો;
પાંખું પીળી પોપટની ને કોયલ રાતે નેણ,
મોર મારે મદઇ થીયો ને વહુરાં કાઢે વેણ.

[ મોર મારો દુશ્મન બન્યો છે. કેમકે આ વર્ષાની ઋતુમાં એ વસમા ટૌકા કરે છે. એના ગેહુગાટ થકી ગિરનાર ગાજે છે, અને મારા અંતઃકરણમાં પોઢી ગએલાં ( વિસરાએલાં ) સ્વજનોને એ ટહુકાર જાગૃત કરે છે. એ સૂતેલાં સ્વજનોને સ્મૃતિમાં જગાડીને મોરલો તો ઉડી ગયો. પણ મારા વ્હાલા સ્વજનને સંદેશો મોકલવો હતો તે તો અર્ધમાર્ગે જ રહી ગયો. ]

---

* તમાચી સૂમરો કોઇ ગોપ-કવિ થઇ ગયો છે. એના આવા છુટા છવાયા પ્રેમવિષયક છકડીઓ (છ છ પંક્તિનાં ઉર્મિગીતો) મોટી સંખ્યામાં ગવાય છે.

# ઇતર પ્રાંતોની બારમાસીઓ

## ૧

### પંજાબી બારમાસી

[આ ગીત અને આવાં બીજાં બે ત્રણ જ શ્રી. સંતરામ બી. એ. એ પોતાના "પંજાબી ગીત" નામક સંગ્રહમાં સંઘરેલ છે. એ ત્રણે ગીતો દાંપત્યનાં જ વિરહનાં છે]

§

પડે બે બસાખ ચલા પિયા પ્યારે
નેણું નું નીંદ ન આએ.

નેણાં નૂં નીંદ ન આમદી ચીરે [1]વાલેઆ!
મૈંનૂં લે ચલ અપને નાલ,
તૂં ઘોડે મૈં પાલકી, મૈં ચલાં ઘુઆહડે
તેરે નેણાં દી સોંહ, નાલ!

જેઠ રહોઇ મૈં નૂં એસી ઉગમી
જેસી અગન બલા,
પાની કોરે મટકા ચીરે વાલેઆ!
મૈં નૂં હટ્ટોહટ્ટ બજાર.

[અર્થ]

[આ વૈશાખ માસે હે પ્રિય સ્વામી, તું પરદેશ ચાલ્યો. મારાં નયનોમાં નીંદ નથી આવતી.

નયનોમાં નીંદ નથી આવતી હે વ્હાલા! મને તારી સાથે લઈ ચાલ. તું ઘોડે બેસજે ને હું પાલખીએ બેસી તારી સાથે ચાલીશ.

જેઠમાં મને એવી લૂ લાગે છે કે જેવી અગ્નિ હોય. હે વ્હાલા! હું કોરી મટકીનું શીતળ પાણી શોધવા હાટે હાટે ભમી છું.

---

[1] વહાલા. ૨ લૂ.

હાડ કાગ ઉડામદી મૈનૂં
ઉડ કાગા લૈ જા!
જહૂ પવે તેરી દોસ્તી મેરા લાલ ઘિઆયા!
મૈં નૂં તેરે નૈણાં દી સોંહ જા!

ચુન ચુન ખાવીં હડ્ડિયાઁ કાગ બચારેઆ,
મેરા ચુગ ચુગ ખા લવીં માસ,
રખ લવીં દો અખિયાં, મૈં નું ફેર મિલનદી
તેરે નૈણાં દી સોંહ, આસ!

સાવન અનિયર [1]બરહઁ રિહા,
મૈં નૂં મિન્હી મિન્હી પવે [2]ફુઆર.
ઇશાર પૈર ન ડોબદી ચીરે વાલેઆ,
મેરી [3]નેબરડી ભિજ જા.

અજે ડિઠે બાઝ ન જીમદી મૈનું ચૌથા સામન
તેરે નૈણાં દી સૌંહ આ.
બાદોં તાઁ ઉડન [4]ભંબીરિયાં
મૈં નૂ કોયલ શબ્દ સુના,

આષાઢમાં હું કાગડા ઉડાડું છું. હે કાગા! મને તેડી જા! જ્યાં મારો લાલ હોય ત્યાં.

હે કાગા! મારાં હાડમાંસ ચુંટી ચુંટીને ખાઇ જજે. ફક્ત મારી બે આંખો રહેવા દેજે, કેમકે મારે પતિના ફરી એક વાર મિલનની આશા છે.

શ્રાવણમાં વાદળ વરસી રહ્યું છે. નાના નાનાં ફોરાં પડે છે. હું કીચડમાં પગ નથી મૂકતી, કેમકે મારી નેવળ (નૂપુર) ભીંજાઈ જાય.

તમે ગયાંને આજ ચાર વર્ષ થઈ ગયાં. હવે તમને દીઠા વિના જીવાતું નથી. ભાદરવામાં ભમરા ઉડે છે. કોયલના શબ્દો સંભળાય છે.

---

૧ વરસી રહ્યાં. ૨ ફોરાં. ૩ નેવળી ૪. ભમરા

થાલી ટુટ્ટી કંઢેઓં ચીરે વાલેઆ,
મેરે માહી નૂં ફુટડી મસ્સે
આપ તો બૈઠેઆઁ ઘર આહિયાં તિંદડી
તેરે નેણાં દી સૌંહ સસ્સે.

દિન્દી હૈ તાઁ દેણ દે બાગ-સહેલિએ
મેરી નાજુક જેહીએ નારે,
જો સુખ કટેઆ પેઇએ દુઃખ કટ સસ્સૂદે,
તેરે નેણાં દી સૌંહ, નારે !

અસ્સૂ તાઁ ઔંસિઆ પાઉઁદી
મેરા કદ ઘર આવે પિયા !
તેં બાઝોં મેરે સાજના મેરા બિસરેઆ જાંદા
તેરે નેણાં દી સૌંહ, જિયા !

સોને દી મેરી આરસી ચીરે વાલેઆ,
બિચ સીસા હૈ બજીર,
પા નનાને ઔંસિયાઁ તેરા કદ ઘર આમદા
તેરે નેણાં દી સૌંહ, વીર !

કત્તક તાઁ કત્તે નાજો કામની
મૈનું કત નિકડા સૂત
સિર ઝમકડે સૂહી દામણી, ગલ મોતિયાં દી લડી
... ... ... ...

એ વ્હાલા ! થાળીનો કાંઠો ફુટી ગયો અને તને મૂછો ફુટી રહી છે. તું બેઠો છતાં મને સાસુ ઘરમાં ગાળો દઈ રહી છે.

દેતી હોય તો દેવા દે જે હે મારી કોમલાંગી સ્ત્રી ! પિયરમાં જો તેં સુખ નિર્ગમ્યું છે તો સાસુ પાસે રહીને ભલે દુઃખ વેઠી લે.

આસો માસમાં જોષ જોવરાવું છું કે ક્યારે મારો પિયુ ઘેર આવે ! તારા વિના હે મારા સાજન, મારો જીવ બેશુદ્ધ બની જાય છે.

× × ×

કાર્તિકમાં હું નાજૂક કામિની બારીક સૂતર કાંતી રહી છું. મારા શિર પર લાલ ચુંદડી અને ગળામાં મોતીની માળા ઝલકે છે.

મગધર મેં રંગાવદી મૈનૂં
પોહ પિયા લે જા !
ઓણૂઁા હૈ તાઁ અજ આ ઘીર વાલેઆ,
નહીં ફેર કી કરેંઆ !

મહા સિયાલા કટ્ટેઆ
ધર જુન્નૂડે ગલ લા,
માઘ લોહડી મેરે ઘર આઈ
મૈં તા બૈઠી ઘડી બન્હાં.

ઘડી-પુડી બન્હાય કે વીર વાલેઆ,
મૈં તાઁ રહી ઉડીક ઉડીક,
એસ બગાને પુત્ત ને
મૈં નૂઁ બખકે લાઇ લીક.

ફગ્ગન ફગુઆ મૈં ખેલદી
મૈં નૂઁ અતર અબીલ ગુલાલ,
ચેત મરુઆ પૂજદી
પૂજાઁગી શાહ રુબેલ.

માગશરમાં હું મારી ઓઢણી રંગું છું. હે પ્રિય ! મને પોષમાં લઇ જા. આવવું હોય તો તું આજે આવ, નહિ તો પછી આવીને શું કરીશ ?

આ અકારો શિયાળો મેં ગોઠણને ગળા સાથે લગાવીને (ઠંડીને લીધે ઉભડક પગે, ગોઠણ વચ્ચે માથું રાખીને) વીતાવ્યો છે.

માઘ મહિનામાં લોહડી (મકર-સંક્રાંતિ)નો તહેવાર આવ્યો. હું બેઠી બેઠી ઘડી-પુડી બનાવું છું.

'ઘડી-પુડી' બનાવીને હું તો તારી વાટ જોતી થાકી ગઇ. આ પરાયા પુત્રે મને બહુ કલંકિત કરી.

ફાગણમાં અત્તર અને અબીલગુલાલ વડે ફાગ ખેલું છું.

ચૈત્રમાં તારા આગમનને ખાતર હું મરવો પૂજી રહી છું.

## ૨

## હિન્દી બારમાસી

[ રામચંદ્રનાં માતા કૌશલ્યાનું બારે માસનું કલ્પાંત કલ્પાયું છે. ગુજરાતમાં જેમ મારૂ ગીતોની માફક બ્હેન–ભાઇનાં ઋતુ-વિયોગનાં ગીતો નથી, તેમ આ પ્રકારનાં માતા–પુત્રના વિયોગ–ઋતુગીતો પણ નથી. આપણી બારમાસીઓ કેવળ દંપતિને જ ઉદ્દેશીને રચાઇ છે. આ મુરાદાબાદ જીલ્લાનું ગીત શ્રી રામનરેશ ત્રિપાઠીએ સંગ્રહેલું છે.]

§

**ચૈત અયોધ્યા જનમેં રામ, ચન્દન સે લિપવાયે ધામ,**
**સોરન કલસ ધરે ભરવાય, ધરે ઘટમંડલ,**
**પઠાયે અરી બૈરન કૈકેઈ બન બાલક મેરે !**

**બૈસાખે રુતુ ભીષમ લાજ, પવન ચલત જૈસે બરસત આગ,**
**જલ બિન તડપત મીન, પિઆસે હોઈહૈ લછમન રામ,**
**કાઊ બિરિછ તરે, યહી દુખ દીને કૈકેઈ !–પઠાયે૦**

**જેઠ માસ લૂ લાગત અંગ, રામ-લખમણ અરુ સીતા સંગ,**
**હરિકે ચરન જૈસે કમલ સમાન,-યો પજરે ધરતી અસમાન-પઠાયે૦**

### અર્થ

ચૈત્રે રામ અયોધ્યામાં જનમ્યા. ચંદનથી ઘર લીપાંવ્યું. સુવર્ણના કળશ ભરાવ્યા. ઘટ મંડલ રચાવ્યું. અરેરે! મારી વૈરિણી કૈકેયીએ મારા બાલકોને વનમાં મોકલાવ્યા.

વૈશાખે ભીષણ ઋતુ લાગે છે. અગ્નિ વરસતી હોય તેવો પવન ફુંકે છે. હે કૈકેયી ! તેં શાને માટે આ દુઃખ દીધું ?

જેઠમાં રામલક્ષ્મણ અને સીતાને લૂ લાગતી હશે. પ્રભુના ચરણો કમલ સમાન છે, અને ધરતીઆભ તો અત્યંત પ્રજ્જ્વલી રહ્યાં છે.

અષાઢ માસ ઘન ગરજે ઘોર, લટક બિહંગન કૂકત મોર,
ઠાઢી કૌશલ્યા અવધપુર ધામ, બન ભીંજે મેરે લછમન રામ;
કાઊ બિધિ તરે, યાહી દુખ દીને કૈકેઈ !–પઠાયે૦

સાવનમેં સર સાધે તીર, ભૈંપત ગૂંજત ફિરત ભુજંગ;
ઠાઢી કૌશલ્યા અવધપુર ધામ, બન ભીંજે મેરે લછમન રામ;
ચીમર લર લાગે–પઠાયે૦

ભાદોં મેઘા પડે અપાર, ઘર બૈઠા સગરો સંસાર,
બડી બડી બુંદિયા બરસત નીર, રૈન અંધ્યારી કૈસે કરેં ગુજરાન !
મોયઁ જનમ જરી કે–પઠાયે૦

કુવાર કનાગત લાગય લાગ, દાન કરે સબરી સંસાર,
આજ જો હોતે અયોધ્યામેં લછમન રામ, ન્યોતતી બ્રાહ્મન દેતી દાન
થાર ભર મોતી–પઠાયે૦

કાતિક માસ યક હોત દિવારી, ઘર દિવલા પજારે ઘરનારી,
મેરી અયોધ્યા પડી અઁધ્યારી, નહિ કૈકેઇ તૈને–પઠાયે૦

આષાઢે ઘનઘોર ગરજે છે. વિહંગો લટકાં કરે છે. મોરલા ટૌકે છે. કૌશલ્યા અવધપુરમા ઉભી છે, ને મારા રામલક્ષ્મણ વનમા ભીંજે છે.

શ્રાવણમા ભમરા ગુંજે છે ને સર્પો ફરે છે.

ભાદરવામાં અપાર મેઘ પડે છે. સઘળો સંસાર ઘેર બેઠો છે. મોટે છાંટે નીર વરસે છે. અંધારી રાત હું કેવી રીતે ગુજારું ?

આસોમા શ્રાદ્ધ સારાય છે. (ઉત્તર હિન્દ તરફ મહિના આપણા કરતાં એક પખવાડીયું આગળ ચાલે છે.) સર્વ સંસાર દાન કરે છે. જો આજ રામ લક્ષ્મણ આંહી હોત તો બ્રાહ્મણોને નોતરીને હું થાળ ભરીને મોતીનાં દાન દેત.

કાર્તિકમાં દિવાળી આવી. સ્ત્રીઓ ઘરમાં દીવડા પેટાવે છે. પણ મારી અયોધ્યા અંધારી પડી છે.

અગહન કુઁવર કે કરતી સિંગાર, સિમાતી બસતર સોને કે તાર;
પગ પૈંજન ઔર ખોલો કિવાડ, માથે ચીરા ઝલકતી હાર;
ગલ બૈજન્તી માલા–પઠાયેં૦

પૂસ માસમેં પડે તુષાર, બિન ઓઢના મોરે લછમન રામ,
કૈસે કરેં મોં જનમ જરી કે આજ ગુજરાન–પઠાયેં૦

માઘ માસ ઈત હોત વસંત, સુત બિદેશ તન તજ ગયે કંત,
બૈઠે ભરતજી ઢોરેં ચોંર–પઠાયેં૦

આજુ જો હોતે અયોધ્યામેં લછમન રામ,
ગદી સિર મોર બસંત ધરે જી–પઠાયેં૦

ફાગુણ મેં રસ રાઁચત રંગ, બૈઠે ભરતજી ધોરેં અબીર;
કિન બિરકું નાય લછમન રામ–પઠાયેં૦

માગશીર્ષમા હું કુંવરને માટે શણગાર કરતી. સોનાતારવાળાં વસ્રો સીવડાવતી. માથા પર ઝલકતી પાઘડી અને ગળામાં માળા પહેરાવતી.

પોષે હિમ પડે છે. મારા રામ લક્ષ્મણ ઓઢણ વિના ધ્રુજતા હશે. હું કેવી રીતે જન્મ વીતાવું ?

માહમાં વસંત આવે છે. પુત્રો વિદેશે છે ને કંથે દેહ ત્યજ્યો છે. ભરતજી બેઠા બેઠા (રામની પાદુકાને) ચમ્મર ઢાળે છે.

ફાગણમાં રંગ રૂચે છે. ભરતજી બેઠા બેઠા અબીલ ઘોળે છે. પણ રામ લક્ષ્મણ રંગ છાંટવા હાજર નથી.

### ૩

## બંગાળી બારમાસી

[ જૂની બંગાળી લોકગીત–કથાઓ (Ballads)માં આવી બાર-માસીઓ કથાના એક વિભાગ તરીકે ગુંથાએલી ઠેકાણે ઠેકાણે જડી આવે છે. મોટે ભાગે કથાની નાયિકા કોઇ રાજકચેરીની સન્મુખ કરુણ આપવીતીની કથા કહેતી હોય તે વેળા આ બારમાસીનું ગુંથણ થાય

છે. આંહી પણ સૂર વિજોગના-કરુણતાના જ હોય છે. એમાંથી બંગાળી ઋતુઓનાં રિવાજો, ઉત્સવો, વિશિષ્ટ લક્ષણો, પંખીઓ ઇત્યાદિની નોંધો જડે છે. નીચેની બારમાસી 'કમલા' નામની ગીતકથામાંથી ઉતારી છે. વચ્ચેથી કથાના પ્રસંગો જતા કર્યા છે. ( જુઓ 'મૈમનસિંહ ગીતિકા' : પ્રથમ ખંડ : કમલા : પૃષ્ઠ ૧૪૫ : કલકત્તા યુનિવર્સિટી. ]

§

હાસિયા ખેલિયા દેખ પોષ માસ આય,
પોષ માસેર પોષા આન્દિ સંસારે જાનાય;
સકલેર છોટ ભોન પોષ માસ હય,
ચોક મેલાઇતે દેખ કત વેલા હય.

[ હસતાં રમતાં પોષ માસ આવ્યો. પોષ માસના ધુમ્મસના અંધકારે સંસારને જાણ કરી. પોષ એ સર્વ મહિનાની ન્હાની બ્હેન થાય છે. (એના દિવસો ટુંકા હોવાથી). આંખ ખોલીએ ખોલીએ ત્યાં તો જુઓને કેટલી વેળા વીતી જાય છે! ]

પોષ ગેલ માઘ આઇલ શીતે કાપે બુક,
દુઃખીર ના પોહાય રાતિ હઇલ બડ દુઃખ;
શીતેર દીઘલ રાતિ પોહાઇતે ના ચાય,
એઇ રુપે આસ્તે આસ્તે માઘ માસ જાય.

[ પોષ ગયા. માહ આવ્યા. ઠંડીથી છાતી કંપે છે. દુઃખી જનોની રાત ખૂટતી નથી. બહુ દુઃખ થાય છે. ઠંડીની લાંબી રાત પૂરી થવા ચાહતી નથી. એ રૂપે માઘ ધીરે ધીરે જાય છે.]

આઇલ ફાલ્ગુન માસ વસંત બાહાર
લતાય પાતાય ફુટે ફુલેર બાહાર.
ધનુ હાતે લઇયા મદન પુષ્પેતે લુકાય
બેલુડા યુવતી ઘરે ના દેખે ઉપાય.
ભ્રમરા કોકિલ-કુંજે ગુંજરિ બેડાય
સોનાર ખંજન આસિ આંગિન જુડાય.

[ફાગણ આવ્યા. વસંતની બાહાર આવી. લતાઓ ને પાંદડાંઓમાં ફુલોની શોભા ખીલે છે. હાથમાં ધનુષ લઇને મદન પુષ્પોમાં છુપાય છે. બહાવરી યુવતી ઘરમાં કશો ઇલાજ ભાળતી નથી. ભમરાઓ કોકિલ-કુંજોમાં ગુંજતા ભમે છે. સોનેરી રંગનું ખંજન પક્ષી એક આંગણામાં આવે છે. ]

આઇલ ચૈત્રેર માસ આઇલ દુર્ગાપૂજા,
નાના વેશ કરે લોક નાના રંગેર સાજા.
ઢાક બાજે ઢોલ બાજે પૂજાર આંગિનાય
કાંસ ઢાક શંખ બાજે નદી ગીત ગાય.
પાડા પડસી સવે સાજે નૂતન વસ્ત્ર પડિ
ઘરેર કોનાય લુકાઇયા આમિ કાંદા મરિ.

[ ચૈત્ર આવ્યો. એ સમયે દુર્ગાની પૂજા થાય છે. સર્વ લોકો જૂજવા રંગના શણગાર સજે છે. પૂજાગૃહના આંગણામાં ઢોલનગારાં વાગે છે. શંખ ફુંકાય છે. નદીઓ ગીત ગાય છે. આડોસીપાડોસી સર્વે નવાં વસ્ત્રો સજે છે, માત્ર હું જ ઘરને ખુણે છુપાઇને આક્રંદ કરૂં છું.]

વૈશાખ માસેતે ગાછે આમેર કુડિ
પુષ્પ ફુટે પુષ્પ ડાલે ભ્રમર ગુંજરિ.
ફુલ દોલે પૂજા આદિ કહિતે વિસ્તર
બાર વાર પત્ર આસે બાપેર ભાઇર.

[ વૈશાખે આંબાનાં વૃક્ષોમાં મહોર બેસે છે, પુષ્પો ફુટે છે. ફુલ-ડાળીઓમાં ભમરા ગુંજે છે. ફુલ-દોલના ઉત્સવ થાય છે. આ ઉપર આ વખતે (પિતા તથા ભાઇનો) કાગળ આવે છે.]

જ્યૈષ્ઠ માસેતે દેખ પાકા આમેર ફલ,
રાત્રિ દિવા ના શૂકાય નયનેર જલ.
માયે કરે ષષ્ઠીપૂજા પૂતેર લાગિયા
પ્રાનેર ભાઇ વિદેશે મોર દુઃખે કાન્દે હિયા.

[ જેઠ માસે આંબે ફળ પાક્યાં. પણ રાત દિવસ નયન-જળ સુકાતાં નથી. માતા પુત્રને ખાતર છઠ્ઠીની પૂજા કરે છે. મારો પ્રાણપ્રિય ભાઇ પરદેશ છે, તે દુઃખે હૈયું આક્રંદ કરે છે.]

આષાઢ માસેતે દેખ ભરા નદીર પાની,
આમાર બાડીતે કાંદિ દિવસ રજની.
ઢિંઆ વાઇયા આસવે ઘરે બાપ આર ભાઇ,
આશાય બાંધિયા બૂક રજની ગુમાઇ.

[ આષાઢે નદીમાં ભરપુર પાણી આવ્યાં. હું મારા મામાને ઘેર દિનરાત રહું છું. મછવો હાંકીને બાપુ ને ભાઇ ઘેર આવશે એ આશાએ હૈયું બાંધી રાખીને હું રાત્રિ ગુજારું છું. ]

શ્રાવન માસેતે દેખ ઘન વરિષન,
વિલેર માઝે કોડાકોડિ કરયે ગર્જન.
કોડા શિકાર કરતે આઇલો રાજાર કુમાર,
ગોયાલેર વાસે દેખા હઇલ તાહાર.

[ શ્રાવણે મેઘ વરસે છે. સજલ ભૂમિમાં કોડા ને કોડિ પક્ષીઓ ગર્જના કરે છે. રાજાનો કુંવર એ કોડાનો શિકાર કરવા આવ્યો-ગોવાળના વાસમાં એનો મેળાપ થયો. ]

ભાદ્ર માસે તાલેર પિઠા ખાઇતે મિષ્ઠ લાગે,
દરદિ માયેર મૂખ સદા મને જાગે.
દિનેર વેલા ઝરે આખિ રાઇતેર અંધકાર
ભાદ્ર માસેર ચાન્નિ ગેલ રજનાઇર બાહાર.
ભાદ્ર માસેર ચાન્નિ દેખાય સમુદ્રેર તલા
સેઇ ચાન્નિ આંધાઇર દેખ્યા કાન્દિ છે કમલા.

[ ભાદરવામાં ખજૂરના ધુપરા ખાવા મીઠા લાગે. પરંતુ મારા મનમાં સદા દુઃખી માતાનું મુખ યાદ પડે છે. દિવસે આંખો રડે છે. રાત્રિયે અંધકાર હોય છે. ભાદરવાની ચાંદની રાતોની શોભા ગઈ. ભાદરવાની ચાંદની સમુદ્રને તળીએ દેખાય છે. એ ચાંદનીને અંધારેલી જોઈને કમળા ક્રંદન કરે છે. ]

ભાદ્ર ગેલે આશ્વિન આઇલ દુર્ગાપૂજા દેશે
આનંદસાયરે ભાસ્યા વસુમાતા હાસે.
બાપેર મંડપ ખાનિ રઇલ, કેવા પૂજા કરે,
બાપ ભાઈ મૌક્ત હોક દુર્ગા માયેર વરે.

[ ભાદરવો ગયો. આસો આવ્યો. દેશમાં દુર્ગા-પૂજા થાય છે. માતા વસુંધરા આનંદસાગરે નીતરતી હસે છે. પણ મારા પિતાનો મંડપ તો રહી ગયો. કોણ પૂજા કરે? દુર્ગામાના વરદાન થકી બાપુ ને ભાઈ [ !મુક્ત બનજો

કાર્તિક આસિતે હૈબ કાર્તિકેર પૂજા,
ચરદિપેર ઘટ આકિ બાતિર કરે સાજા.
સારા રાત્રિ લુલા મેલા ગીત વાદ્ય બાજે,
કુલેર કામિની જત આપતરંગ સાજે.

[ કાર્તિકમાં કાર્તિકસ્વામીની પૂજા થાય છે. પ્રદીપનો ઘટ (ગરબો) કંડારીને બત્તીના શણગારો કરે છે. આખી રાત આનંદના કોલાહલ અને ગાન-બાજન થાય છે. કુલિન કામિનીઓ વિવિધ વસ્ત્રો સજે છે. ]

સેઈત કાર્તિક ગેલ આગન આઈલ,
પાકા ધાને સરુ શાલ્યે પૃથિવી ભરિલ;
લક્ષ્મી-પૂજા કરે લોક આસન પાતિયા,
માથે ધાન ગિરસ્થ આસે આગ બાઢાઈયા.

[ કાર્તિક ગયો. અગ્રહાયન (માગશર) આવ્યો. પાકેલાં ધાન્ય ને ઝીણાં કણ વડે પૃથ્વી ભરાઈ ગઈ. આસન પાથરીને લોકો લક્ષ્મીપૂજા કરે છે. પેટ વધારેલાં લોકો માથે ધાન્ય ઉપાડીને આવે છે. ]

જયાદિ જૂકાર પડે પ્રતિ ઘરે ઘરે
નયા ધાનેર નયા અન્ને મિઠા પિઠા કરે.
પાયેસ ખિચૂરી રાંધે દેવેર પારન
લક્ષ્મીપૂજા કરે લોકે લક્ષ્મીર કારન.

[ ઘેરઘેર જયકાર થાય છે. નવાં ધાન્યની મીઠાઈઓ રંધાય છે. (ઉપવાસ પછી) દેવનાં પારણાં કરાવવા દૂધ-ખીચડી રંધાય છે. લોકો લક્ષ્મીને કારણે લક્ષ્મીપૂજા કરે છે. ]

